સાધર્મિક વાત્સલ્યનું ખરૂં સ્વરૂપ સમજી શ્રાવક શ્રાવિકાના બધા અંગોનો વિકાસ કરવા ત્વરાશીલ બને તો તેમા કાંઇ અશક્ય જેવું નથી.

એક વાત મારે અહીં સ્પષ્ટ કરી દેવી જોઈએ કે સાત ક્ષેત્રોમાંના આ બેજ ક્ષેત્રો ઉપર બાકીનાં ક્ષેત્રો અવલંબેલાં છે. એથી જેઓ આ બે ક્ષેત્રો ઉપરજ બધી શક્તિ ખરચીને તેમનો વિકાસ કરવા પ્રયત્ન કરશે તેઓજ બાકીના પાંચને ટકાવી શકે એમ છે. એમ ન કરતાં જેઓ તીર્થંકર થવાના લોભે કે સ્વર્ગની લાલચથી બીજા ક્ષેત્રોની ધમાલમાં પડે છે તેઓ ઝાડના મૂળને પાણી નહિ પાનાર અને તેના પત્ર, પુષ્પ અને ફળની વૃદ્ધિ ચાહનાર માળી જેવા મૂરખ છે તેમાં શક નથી.

સાધ્વી.

આ પછી સાધુ અને સાધ્વીનાં ક્ષેત્રો આવે છે શ્રાવક અને શ્રાવિકાનો વિકાસ થયો હશે તોજ આ બે ક્ષેત્રો પોતાનો વિકાસ સાધી શકશે, નહિતર તેઓ વેશપલટો કર્યા સિવાય બીજુ કાંઈ કરી શકે એમ નથી.

આપણા આ બન્ને ક્ષેત્રો અત્યારે અત્યંત દયાપાત્ર સ્થિતિમાં છે. કેટલી બધી સાધ્વીઓ અક્ષરજ્ઞાન વિનાની છે તે વસ્તુ હીરાચંદભાઈ કકલભાઈ કે તેમના ભાઇ બાલાભાઈ બરાબર સમજે છે.

આ જમાનામાં અક્ષરજ્ઞાન વિનાની વ્યક્તિ માત્ર વેશપલટાથીજ કોઈની ગુરુણી થવાનો હક્ક રાખે તે કેટલું બધુ જોખમભરેલું છે ? જેટલી સાધ્વીઓ અત્યારે આપણી પાસે છે તેમને બધીને ઘેર પાછી મોકલવાનું હું નથી કહેતો. પણ તેઓએ જે શ્રદ્ધાથી ધર્મ ઓઢયું છે તે શ્રદ્ધાથીજ જગતમાં બરાબર ટકે, એમાં આપણી શોભા છે. તેનાં બેજ સાધન છે. એક જ્ઞાન અને બીજી ક્રિયા. જ્ઞાનનો અર્થ પાઠશાળિયું જ્ઞાન કોઈ ન સમજે; અને ક્રિયાનો અર્થ લુગડા પલટાવવાં એટલોજ કોઈ ન સમજે. જ્ઞાન એટલે અક્ષરજ્ઞાનથી માંડીને જે ભાષામાં શાસ્ત્ર લખાયાં છે તે ભાષા સુધીનું જ્ઞાન, અને હિન્દી કે ગુજરાતીમાં

સારા વિચાર ફેલાવનારા જે ગ્રંથો છે તેને સમજવાની શક્તિ, રૂઢી અને વહેમનો સદંતર નાશ, તથા ધર્મ અને ધર્મનાં ફળો વચ્ચેના કાર્યકારણ ભાવનું સ્પષ્ટ પૃથક્કરણ. ક્રિયા એટલે શરીર, મન અને વાચા બરાબર સંયમમા રહે અને નકામાં ન પડયાં રહે એ પ્રવૃત્તિ. યાદ રાખવું જોઇએ કે માત્ર માળા ફેરવ્યાજ કરવાથી, બે ટંક પ્રતિક્રમણ કે પડિલેહણ કરવાથી, ક્રિયાની સમાપ્તિ થતી નથી. બાકીના બચતા વખતનો તેઓ અવશ્ય સદુપયોગ કરે તેવી યોજના આપણે કરવી જોઈએ. નહિતર બચતા વખતમા કૂથલી કે વઢવાડ સિવાય આપણે બીજું જોઈ શકવાના નથી. સાધુઓ કરતાં સાધ્વીઓ મારે મન વધારે પૂજ્ય છે કારણ કે તેમનામાં સેવાભાવ અને અમર્યાદિત સહનશક્તિ હું જોઇ રહ્યો છું. માત્ર આપણા બધારણની ખામીને લીધેજ તેમની એ શક્તિ વેડફાઇ જતી જોઈને કાળજું કપાઇ જાય છે.

સત્યાગ્રહ આશ્રમની નિયમાવલિ જેણે જોઈ હશે તેઓ જાણતા હશે કે તેમાં ઉદ્યોગવ્રતને એક ખાસ સ્થાન આપવામા આવ્યું છે. ભગવાન મહાવીરે પણ સાધ્વી માટે શ્રમણી શબ્દ વાપરીને ઉદ્યોગનું મહત્ત્વ સમજાવ્યું છે. જેનો સમય શ્રમમાંજ પસાર થાય છે તે શ્રમણી કહેવાય છે. શરીરની શક્તિને શ્રમમાં રોકવામાં ન આવે તો કટાઇ જાય છે એટલુંજ નહિ પણ ઉન્માર્ગે વહી જાય છે. માટે આપણે એ પવિત્ર સાધ્વીઓ માટે તેમના ધાર્મિક ક્રિયાથી બચતા વખતમાં સંયમ ધર્મનાં સહાયક એવાં શ્રમના સાધનો યોજી આપવાં જોઇએ.

અત્યારે તો પહેલાં તેમના બધાના અક્ષરજ્ઞાનની યોજના કરવી ઘટે. તેમ કર્યા પછી યોગ્યતાવાળી સાધ્વીઓને શાસ્ત્રાભ્યાસના ચિંતન અને મનનમા પાડવી. પણ એકલો અભ્યાસ કે ચિંતન જઠરને મંદ પાડી માણસને રોગી બનાવે છે. માટે તેવી વિદુષી થવાને યોગ્ય સાધ્વીઓ માટે આવશ્યક વખત સુધી શ્રમની યોજના થવીજ જોઈએ.

જે સાધ્વીઓ સામાન્ય કોટિની છે તેમને માટે ચાર, ૭ કલાકના શ્રમવાળું કાર્ય શોધી આપવુ જોઇએ.

સાધ્વીઓ માટે પણ વ્યાયામની યોજના થવી જોઈએ. તદુપરાંત શ્રમના કાર્ય તરીકે કાંતવા વણવાનું મૂકવું જોઈએ. કાંતવાનું સાંભળીને વાઉકાય મરવાના ડરથી કોઈ ડરતા નહિ. કાંતનારા કરતા નહિ કાંતનારા વધારે વાઉકાય મારે છે, એ તો વધારે વિચારશો તો તમને જ જણાઈ આવશે. સાધ્વીની એવી કઈ ક્રિયા છે જેમાં વાઉકાય નથી મરતો. કપડાં પહેરવા, ભિક્ષા લાવવી, પાતરા રંગવાં, કપડાં સીવવાં, બોલવું, મંદિરે જવું, કપડાં ધોવાં, કપડાંને સાબુ લગાડવો, પડિલેહણ કરવું, પ્રતિક્રમણ કરવું, એ બધી ક્રિયાઓમાં ક્યાંય વાઉકાય બચતો હોય એવું કોઈ સાબીત કરી આપે તો હું મારો વિચાર જરૂર ફેરવી શકું.

શરીર છે ત્યાં સુધી હિંસા તો અવશ્ય થવાની એટલે હિંસા થવાની બીકે પોતાના ચિત્તમાં રહેલી વાસનાઓ અને વિકારોનો નાશ કરવા પણ પ્રયત્ન ન કરવો અને એદીની માફક અક્રિય બેસી રહેવું એના જેવું બીજું મોટું પાતક નથી. વાસનાઓ અને વિકારોનો નાશ શરીર અને મનની શુદ્ધિ વાટે કરી શકાય છે. શરીરશુદ્ધિ એટલે શરીર અને ઇન્દ્રિયોને બધો સમય પ્રવૃત્તિમાં રાખી નિગૃહિત કરી સંયમમા આણવાં, અને મનશુદ્ધિ એટલે મનમાં સરલતા, ઉદારતા, વિશાળતા વગેરે ગુણો સ્થાપી તેના મળ દૂર કરવા.

ભગવાને કહ્યું છે કે શરીરનાં વર્ણ, રૂપ, રસ, ગંધ, અધિક અધિક દિપ્તિવાળાં થાય તે માટે સાધુ આહાર ન કરે પણ સંયમી નિર્વાહ માટે જ તેણે પરિમિત અને શરીરને વિફરાવે નહિ તેવો આહાર લેવો. ભોજન જ પાપનું મૂળ છે. છતાં ભગવાને ઉપરના કારણથી નિર્ગ્રંથોને તેની અનુમતિ આપી. એ જ ઉદ્દેશથી શ્રમવાળી શારીરિક પ્રવૃત્તિ યોજવામાં આવે તો પાપના બંધનો સંભવ જ નથી.

ભગવાને જ એ વાત આ પ્રમાણે કહેલી કે જે શ્રમણ કે શ્રમણી યતનાથી ખાય, યતનાથી બોલે, યતનાથી સૂવે અને યતનાથી રહે તેને પાપકર્મનો બંધ થતો નથી.

આ દૃષ્ટિને લક્ષમાં રાખીને જ આપણે તે પવિત્ર સાધ્વીઓને

માટે શારીરિક શ્રમની યોજના કરીએ તો તેમાં કશું ખોટું નથી એટલું જ નહિ પણ ભગવાનના આદેશ પ્રમાણે જ એ છે.

તેમને માટે ઉપાશ્રયોમાં ખાસ વ્યાયામની વ્યવસ્થા થવી જોઇએ. બધી સાધ્વીઓને વાંચતા લખતાં આવડે એવું જ્ઞાન તો ફરજીયાત આપવું જોઇએ. અને દરેકના ઉચ્ચારો વધારે શુદ્ધ બને તે તરફ ખ્યાલ રાખવો જોઇએ. કારણ કે ઉચ્ચારશુદ્ધિ વિના અર્થ સમજાતો નથી. અને તે વિના થતી ક્રિયા જડ ક્રિયા જેવી છે.

સ્ત્રીઓના રોગોના ઉપચારનું અને તેની માવજતનું જ્ઞાન પ્રત્યેક સાધ્વી નીરોગી રહે તે માટે આપવું જોઈએ.

અક્ષરો સુધારવા માટે દરેક સાધ્વીઓને લેખનકળાનો અભ્યાસ કરાવવો જોઇએ. અને સારુ અને ઝીણું કાંતી શકે તે માટે કાંતવાની કળા પણ શીખવવી જોઈએ. કદાચ તેઓને રેંટિયો અનુકૂળ ન દેખાતો હોય તો ઠવણીની પેઠે તેઓ તકલી જરૂર રાખી શકશે. આ કળાથી તેઓ જેવાં ઇચ્છે તેવાં ઝીણા નિર્દોષ કપડાં પહેરી શકશે. આ ઉપરાત બીજી ઉપયોગી કળાઓ તેમને શીખવાય તે ઇષ્ટ છે. પરંતુ આટલું તો બરાબર શીખવવું જ જોઈએ.

આ વર્ગમાંથી પસાર થયેલ સાધ્વીઓમાંની કોઈ સાહિત્યના અભ્યાસ તરફ વળે તો સગવડતા કરી આપવી આવશ્યક છે. અને બીજી કેટલીકની પાસે માત્ર પોથીઓની નકલો કરાવવાની વ્યવસ્થા કરવી ઘટે. કેટલીક દ્વારા સાધ્વીઓમાં અક્ષરજ્ઞાનનો ફેલાવો કરવો જોઈએ. જે સાધ્વીઓ માંદાની માવજતનું જ્ઞાન ધરાવતી થઈ હોય તેઓ સાધ્વીવર્ગમાં મૂળ નાખીને પેઠેલા રોગોનો સદંતર નાશ કરશે તો કોને નહિ ગમે ? જે સાધ્વીઓ તકલીનિષ્ણાત હોય તેઓ દ્વારા તેમનામાં તથા શ્રાવક શ્રાવિકા સમાજમાં તેનો પ્રચાર થાય તો ધર્મની અને દેશની આબાદીમાં ઘણો વધારો થશે.

વ્યાયામ અને કાંતણનો સમય તો દરેકને ફરજીયાત હોવો જોઈએ. બાકી બધું યોગ્યતા પ્રમાણે વ્યવસ્થિત કરવું જોઇએ. આ વ્યવસ્થાથી

હાલમાં અપાસરામાં જોવામાં આવતા કલહટંટા, કુચલી કે વખતની થતી બરબાદી જોવામાં નહિ આવે. ફાયદો એ થશે કે સાધ્વીઓ નીરોગી થશે, કર્તવ્ય પરાયણ બનશે, અને તેમના કર્તવ્યનું પાલન સમક્ષ આવતાં તેમનો ઉત્સાહ અનેકગણો વધી તેમને અધિકાધિક સંયમમાં દૃઢ કરશે. તેઓમા અનાચાર કે અનારોગ્યનાં નિશાન જ નહિ રહે અને જ્યાં જોશો ત્યાં સાધ્વીશરીરમાં ચૈતન્ય ઊછળતું દેખાશે. આમ થવાથી આપણો સ્ત્રીસમાજ ત્વરિત ગતિથી કેળવાશે, ઉદ્યમી બનશે, અને વહેમ વિનાના ધર્મમાં વધુ દૃઢ બનશે.

કાંતવાનું એટલા માટે કહેવુ પડે છે કે અત્યારે જે રીતે તેઓ વસ્ત્ર મેળવે છે તે રીત સાવદ્ય છે, સંયમની ઘાતક છે અને ભગવાનની આજ્ઞા વિરુદ્ધ છે. આ કરતાં તેઓ જો કાંતીને વસ્ત્ર મેળવે તે રીત ગોચરીની પેઠે કે પડિલેહણની પેઠે નિર્દોષ છે અને સંયમની વધારે પોષક છે. આમાં પ્રશ્ન એ છે કે તેઓ રૂ ક્યાંથી મેળવશે. પણ તેનું નિરાકરણ આપણી પાસે છે, અને તે એ છે કે તેમને ગોચરી આપનારાઓ તેમને વસ્ત્ર પૂરતું રૂ આપે તેમા કશો બાધ કોઈ રીતે દેખાતો નથી. કેટલેક ઠેકાણે કાનમાં નાખવા શ્રાવકો પાસેથી રૂ લેવામાં આવે જ છે; તેજ રીતે કપડાં માટે રૂ જેમ પાતરાં માટે રંગ રોગાન વહોરવામાં આવે છે તેમ વહોરવામાં આવે તો શુ વાધો છે?

વાત એક જ છે કે સંયમધર્મની વૃદ્ધિ અને પોષણ માટે સંયમીઓએ શ્રમ કરવો જોઇએ યતનાથી થતો શ્રમ કર્મબંધનો હેતુ નથી એવું ભગવાને મોટા સાદથી કહેલુ છે.

રજોહરણ ધાર્મિક ઉપકરણ છે માટે તેની દશીઓ વણવામાં કોઈ સાધ્વી કર્મબંધ માનતી નથી; પાતરાં ધાર્મિક ઉપકરણો છે માટે કોઈ સાધ્વી તેને રંગવામા કર્મબંધ માનતી નથી, કપડાં ધોઈને સ્વચ્છ રાખવામાં ધર્મની શોભા છે માટે કોઈ સાધ્વી તે પ્રવૃત્તિને કર્મબંધન માનતી નથી; એજ પ્રમાણે વસ્ત્ર પણ ધાર્મિક ઉપકરણ હોવાથી તેને માટે યતનાથી એકાગ્ર ચિત્તે કાંતવામાં કોઈ સાધ્વી કર્મબંધ માને એવુ માન્યામાં આવતુ નથી.

કોઈ કહેશે કે ત્યારે તો એમ પણ કહેવુ જોઈએ કે સાધ્વી-ઓએ રસોઇ કરીને જમવું જોઈએ. તે ઠીક નથી. કારણકે રસોઇ કરવામાં તો છએ કાયનો આરભ માલમ પડે છે. પણ કાંતવામાં તો ભગવાનની સ્તુતિ કરતાં જે આરંભ લાગે છે એથી વધારે આરંભ દેખાતો નથી. માટે સંયમવંતી સાધ્વીઓ માટે કાંતવાની પ્રવૃત્તિ શોભા-રૂપ છે. મને વિશ્વાસ છે કે પુરુષો કરતા સ્રીઓમાં સયમની માત્રા વધારે છે માટે તેઓ યોગ્ય શારીરિક પ્રવૃત્તિ કરવામા, મન અને ઇન્દ્રિયોને રોકીને સયમ કેળવવામાં પાછી પાની નહિ જ કરે.

આ કામમાં જો કે અપવાદ પણ છે, અને તે એ કે જે સાધ્વીઓ વૃદ્ધ છે અને અશક્ત છે તેમને ઉપરનાં કામો ન ચીંધી શકાય. તેમની તો આપણે ઘણા સદ્ભાવ અને આદરપૂર્વક સેવા કરવી જોઈએ. તેમની પાસેથી તો માત્ર માળાના પારા ફેરવ્યા સિવાય બીજા કોઈ પણ પ્રકારના શ્રમની આશા રાખી શકાય જ નહિ.

આપણા ઉપાશ્રયોના, ગુરુકુલ કે બોર્ડિંગોનાં મકાનો દેખાવમાં તો ભવ્ય અને મોહક જણાય છે પણ જ્યારે તેના આત્માઓમાં આવી ભવ્યતા અને મોહકતા આવશે ત્યારે જ આપણો ધર્મધ્વજ ઉંચે ફરકશે. અત્યારે તો તે નીચે પડેલો છે.

**સાધુ**

જે હકીકત સાધ્વીઓ માટે કહી છે તે હકીકત સાધુઓને પણ બરાબર બંધબેસતી છે, એટલે સાધુઓ માટે પણ ઉપર બતાવેલી યોજના જ્યારે અમલમાં આવશે ત્યારે જ તેમના અને આપણા બન્નેના વિકાસના ગણેશ મડાશે અત્યારે સાધુઓમાં પરસ્પર જે ઇર્ષા, કલહ અને તોફાન જણાય છે તે બધા ઉપરની યોજનાથી નાબુદ થઈ જશે. તેમજ તેમની અસંયમની પ્રવૃત્તિ અને અનાચારો પણ શારીરિક શ્રમની પ્રવૃત્તિથી તદ્દન અટકી જશે. તેમના અભ્યાસની વૃદ્ધિથી તેમનું મિથ્યાભિમાન ગળી જશે. અને સ્વાધ્યાય વધવાથી સંયમ વધારે દીપસે. અત્યારે તો સાધુ જેમ મનમાં આવે તેમ વર્તે છેઃ આચાર્ય

થવાનું મન થયું કે તુરત આચાર્ય થાય છે. ગ્રંથકાર થવાનું મન થયું તો શ્રાવકો પાસે જ્ઞાનની પૂજાને બહાને પૈસા પડાવી પંડિતોદ્વારા પુસ્તકો લખાવી પોતાને નામે છપાવે છે. પણ તે ગ્રંથે કેવા ? જે ગ્રન્થો આજના સમાજને કે આજના દેશકાળને જરાય ઉપયોગી નથી એવા દીક્ષામાં આવે છે. દા. ત. આચાર્ય હેમચંદ્રનું વ્યાકરણ અભ્યાસી માટે ઘણું સુંદર અને સરલ છે. આમ છતાંય તેને જ બરાબર શુદ્ધિપૂર્વક છપાવવાનું દૂર રાખી તેનાં સૂત્રોને ઉલટાં સુલટાં ગોઠવી કહેવાતા બે ત્રણ આચાર્યોએ વ્યાકરણ સાથે પોતાનું નામ જોડી તેમને છપાવવામાં જૈનોના પૈસાનું પાણી કર્યું છે. આમાં જ્ઞાનની પૂજા નથી પણ જ્ઞાનની આશાતના છે, એટલું જ નહિ પણ આચાર્ય હેમચદ્રનો ચોકખો દ્રોહ છે.

જો તેમણે વ્યાકરણના સિદ્ધાંતોમાં કાંઇ નવું ઉમેર્યું હોત કે પંડિતો પાસે નવી શોધ કરાવી હોત તો પૈસા લેખે જ હતા. પણ પોતાનાં કે પોતાના ગુરુનાં શાસન સમ્રાટ, તપોગચ્છાલંકાર દિનમણિ, સૂરિચક્ર ચૂડામણિ, સર્વતંત્ર સ્વતંત્ર, કવિકુલકિરીટ, વ્યાખ્યાન વાચસ્પતિ આવાં આવાં ખોટાં બણગાં માટે જ સમાજના પૈસાનું પાણી થાય તે કેમ ખમી શકાય ?

ખેદની વાત તો એ જ છે કે અત્યારસુધી હેમચંદ્રનું બૃહદ્‌વ્યાકરણ તુલનાત્મક પદ્ધતિથી શોધાઇ બહાર પડયું જ નથી. જ્યારે વિદ્યમાન આચાર્યોનાં અનેક વ્યાકરણો અસ્તવ્યસ્ત રીતે બહાર પડી ચૂક્યાં છે. એ આચાર્યને કોઇ પૈસા આપનાર ગૃહસ્થ પૂછે કે મહારાજ આ વ્યાકરણને કેટલા વિદ્યાર્થિ ભણ્યા ? તો તે ગૃહસ્થને પોતાના ખર્ચેલા પૈસાના પરિણામની ખબર પડી જશે. વર્તમાન મુનિ અને આચાર્યોને ઉપર્યુક્ત સ્વછંદ પ્રવૃતિ રોકવા માટે સાધ્વીઓની પેઠે શારીરિક શ્રમવાળી પ્રવૃત્તિ અને અભ્યાસ વધારવાની અત્યંત આવશ્યકતા છે.

આ ઉપરાંત સાધુઓમાંની કેટલીક વિશેષ વ્યક્તિઓએ

મલયાલમ્, તામિલ, તેલગુ, નેપાલી વગેરે હિંદુસ્તાનની પ્રાંતિક ભાષાઓ સારી રીતે શીખી લેવી જોઇએ. અને તે શીખીને તે તે પ્રાંતમાં જઇને તેઓ ભગવાન મહાવીરનો આદેશ ફેલાવે તે ધર્મ અને સંયમની વૃદ્ધિની દૃષ્ટિએ ખાસ ઇચ્છવાજેવું છે.

કેટલાક સાધુઓનું વકતૃત્વ ખીલે એ માટે આવશ્યક કેળવણી આપવી જોઇએ. અને બીજાઓ આખ્યાનકળામાં નિપુણ થવા જોઇએ.

સાધુ સાધ્વી આપણા દેશને ખૂણે પડેલા ભીલ, રાનીપરજ, સતાલ, વગેરે તેમજ બીજી રાની પ્રજામા જઈને તેનીજ ભાષામાં આખ્યાનો કરે, કથાઓ કરે, અને તેમ કરીને કરુણામય ભગવાને કહેલી અહિંસાનો પ્રચાર કરે એથી બીજું વધુ સારું શું હોઈ શકે ?

સાધ્વીઓ પેઠે સાધુઓ પણ કેટલાય અક્ષરજ્ઞાન વિનાના છે. અને સ્પષ્ટ શુદ્ધ ઉચ્ચારવાળા તો ઘણા થોડાજ છે. તેમનામાં પણ રોગો ઓછા નથી. વળી તેમને લહિયાઓ પાસે પુસ્તકો લખાવીને પણ પાપરૂપ આરંભ કરાવવો પડે છે. આ બધું મટાડવા માટે તેઓ અક્ષરજ્ઞાનવાળા થઈ આપણા વર્ગમાં અક્ષરજ્ઞાનનો પ્રચાર કરે, જૂના આચાર્યો પેઠે પુસ્તકો લખવાની પ્રવૃત્તિ આદરે, જૂના લખાયલાં પુસ્તકો શુદ્ધ લખવા સંકલ્પ કરે, આરોગ્યનુ જ્ઞાન લઈ પોતાના વર્ગમાં આરોગ્યનો પ્રચાર કરી દારુ અને લોહીવાળી દવાઓ શ્રાવકો અને સાધુઓને પીતા અટકાવે, શુદ્ધ ઉચ્ચાર સાથે વિવિધ ભાષાની તાલીમ લઈ સરસ આખ્યાનો દ્વારા ધર્મનો સર્વત્ર પ્રચાર કરે અને દયાના પોષક રજોહરણની જેમ દયાની પોષક તકલી પાસે રાખીને પોતાને જોઈએ તેવાં વસ્ત્રો નીપજાવે. અને જો વસ્ત્રો ન ઉપજાવવાં હોય તો તેઓ અચેલક થઈને વનમાં ચાલ્યાં જાય.

સાધુ અને સાધ્વીની શરીરશુદ્ધિ માટે ખાસ પરિવર્તનની અપેક્ષા છે. શરીરશુદ્ધિ તેમના શરીરની શોભા માટે નથી કરાવવી; પણ સમાજની ગંદકી ઓછી કરવા, પોતાના શીલને વ્યવસ્થિત રાખવા કરવાની છે.

પ્રાચીન સાધુઓને વાયુસ્નાન અને સૂર્યસ્નાન પૂરતાં મળતાં તેમજ તેઓ ધ્યાની હોવાથી તેમનાં બ્રહ્મચર્ય અને શીલ વ્યવસ્થિત રહેતાં. વળી તેઓ તીવ્ર તપસ્વી હોવાથી તેમના શારીરિક મળો આપોઆપ ભસ્મ થઈ જતા. આ બધી વસ્તુઓ આપણી વચ્ચે વસતા સાધુઓમાં આવવી કઠણ છે. માટે તેમણે શૌચની પેઠે શરીરશુદ્ધિ અને મુખશુદ્ધિ કરવી જોઈએ. જો તેઓ કપડા ધૂએ છે, જો તેઓ શૌચ જઈને પાણી લે છે, અને હાથ પગ ધૂએ છે, અને જો તેમના અપાસરામાં ગાર કે પ્લાસ્ટર કરાવવું પડે છે તો સંયમના સાધક શરીરની શુદ્ધિ માટે તેઓ શા માટે સ્નાન ન કરે કે દાતણ (મુખશુદ્ધિ) ન કરે?

સ્નાન બ્રહ્મચર્યનું એક આવશ્યક અંગ છે તે પણ ભૂલવું ન જોઈએ શાસ્ત્રમાં સ્નાનનો નિષેધ છે એ ખરું. સ્નાન તો શું પણ મોઢા ઉપર ભીનો હાથ ફેરવવાનો પણ નિષેધ છે. પણ તે શરીરની શોભા માટે, શરીરના વર્ણ માટે, કે શરીરના શણગાર માટે; નહિ કે શરીરના નિર્વાહ માટે.

આહાર જેટલો અનિવાર્ય છે તેટલી શરીરશુદ્ધિ પણ અનિવાર્ય જ છે. આ માટે વિવેકી સાધુએ જરૂર કોઈ યુક્તિ શોધી કાઢવી જોઈએ. જેથી શ્રાવક તકલીફમાં ન પડે અને તેઓ સ્વચ્છ શરીરે નીરોગી રહીને સંયમ આરાધી શકે.

સંયમસિદ્ધિ માટે જેટલી શરીરની ઉપયોગિતા છે તેટલીજ ઉપયોગિતા વસતી (અપાસરો) અને વૈયાવચ્ચની છે. શાસ્ત્રમાં જે પ્રકારની વસતી બતાવવામાં આવી છે તે વસતી તો અત્યારે કોઈ વાપરતુંજ નથી. જો કે શાસ્ત્રમાં કહેલી વસતી વાપરવી શક્ય છે પણ સાધુઓ જે વિલાસવશ વસતીઓ સાધુતાની ભંજક છે તેને વર્તમાનમાં વાપરી રહ્યા છે. જો સાધુને સંયમ પાળવો હોય અને આત્મકલ્યાણ જ સાધવું હોય તો તેણે એક ક્ષણભર આજના ઉપાશ્રયોમાં શિખા રહેવું ન ઘટે. તે ઉપાશ્રયોમાં અનેક ઓરડીઓ અને અનેક

ખૂણાખાંચરા હોય છે.આવા એકાંતના ભાગો સાધુઓને સમાધિમાં સ્થાનો નિમિત્ત થવાને બદલે વિષયોપભોગનાં નિમિત્ત બને છે. તે ઓરડીઓ અને ખૂણાખાંચરાને પ્રતાપે સાધુઓનું બ્રહ્મચર્ય ટકી શકયું નથી. જો તેમને પોતાનાં શીલ અને બ્રહ્મચર્યનું રક્ષણ કરવાની આકાંક્ષા હોય અને વિષયોપભોગનો મોહ ઓછો કરવા વૃત્તિ હોય તો તેમણે વસતી એક પણ ઓરડી કે ખૂણા ખાચરા વિનાની પસંદ કરવી જોઈએ.

જેવી નાતને જમવાની વાડી હોય છે તેવી વાડીઓ વસતી માટે યોગ્ય લેખાય. પણ તેમાં એ સુધારો થવો જોઈએ કે વાડીઓમાં કોઈ કોઈ ભાગમાં જે ઓરડીઓ હોય છે તેવી ઓરડીઓ આમાં ન જોઈએ. અને તે વાડીઓ પણ ગામ બહાર જ હોવી જોઈએ. એક મોટો પાંચ છ ફર્લાંગનો ચોક હોય તેમાં એક બાજુ કે વચ્ચે ૬૦ થી ૧૦૦ ફીટ લાંબી, અને ૨૦ થી ૩૦ ફીટ પહોળી ઉપર છાપરા-વાળી ચાલી હોવી જોઈએ. બાકીના ખુલ્લા ભાગમાં આરોગ્યપ્રદ વૃક્ષો અને એક તરફ સરસ બાંધેલો કૂવો હોવો જોઇએ આટલું હોય તો તે વસતી સરસ છે. તેમાં પણ બત્તીઓની સગવડ તો ખાસ હોવી જોઈએ. ખૂણાખાંચરાવાળા મકાનો અને અંધારાને લીધે મોટ મોટા આગમ-ધર સાધુઓના જે ભવાડા સભળાયા છે તેથી અત્યંત કલેશ પામીને આવી વસતીની કલ્પના કરવી પડી છે.

મુનિરાજો એમ શંકા કરશે કે ગામ બહાર અમારી વખાણ વાણી સાભળવા કોણ આવશે અને નહિ લોકો સાંભળે ત્યાં સુધી તેમનું કલ્યાણ પણ શી રીતે થશે ? પણ હું હાથ જોડીને તેમને વિનંતિ કરું છું કે હવે તેઓ અમારી મુદ્દલ ચિંતા ન કરે. અને માત્ર છજ મહિના વખાણવાણી બંધ રાખીને અંતર્મુખ થઇ ને પોતાનું જ વખાણ વાંચે તો તેમને મારી નમ્ર સૂચનાનો હેતુ ખ્યાલમાં આવી જશે.

શ્રાવકો પણ પોતાની ધાર્મિક ક્રિયાઓ માટે આવી વસતીની વ્યવસ્થા નહિ કરે તો તેમનાં સામાયિક અને પૌષધો ઉપર પાણી ફરવાનું છે એમાં જરાયે શક નથી. ફરીથી કહેવું જોઇએ કે એવી વસતીમાં પણ બત્તિઓની વ્યવસ્થા કરવા ભૂલવું ન જોઇએ.

શ્રાવકો અને બાળકો રાત્રે મુનિરાજોની વૈયાવચ્ચ કરવા પધારે છે તે તુરતમાં બંધ થવું જોઇએ. એ પગચપીના પરિણામો ઘણાં અનિષ્ટ આવ્યાં છે. અને સાધુની એ ભક્તિ તેમના સંયમ અને શ્રાવકના ચારિત્રની ભંજક બની છે.

સાધ્વીઓ માટે પણ આવી જ જરા વધારે મર્યાદાવાળી વસતી હોવી જોઇએ. અત્યારે તો સાધુ ઉપર અને સાધ્વી નીચે રહે એવા દેખાવો નજરે આવ્યા કરે છે. એ જૈનશાસનને શોભા આપે એવું નથી. વર્તમાન ઉપાશ્રયોને નિશાળના કે એવા બીજા કામમાં લેવાથી તેની સફળતા છે.

આવી જાતની વસતીઓમાં રહેવાથી સાધુ સાધ્વી ઉપર જે મેલાપણાનો આક્ષેપ છે તે ટળી જશે. એવી વસતીઓમા વાડા નહિ રાખવા પડે અને શહેરના રસ્તા ઉપર જે ગદકી તેમનાથી થાય છે તે અટકી પડશે; અને ભગવાને કહેલી પારિષ્ઠાયનિકા સમિતિનું સ્વાભાવિક રીતે પૂરેપૂરું પાલન થઇ જશે.

આવી વસતીઓમાં રહેવું સાધુઓને થોડું આકરૂં લાગશે. પણ જો તેઓ તે જાતનો અખતરો કરશે તો તેમાં તેમનું અને સંઘનું સ્વાસ્થ્ય સમાએલું છે એવો ખ્યાલ આવ્યા વિના નહિ રહે. આવી વસતીઓમાં જ એક ખૂણા પર એક સાદું એટલે કે તદ્દન ઓછા ખર્ચવાળું અને બારી શકાય તથા ઉઘાડી શકાય તેવી જાળી વાળું મંદિર હોય તો તે ગામના શિખરબંધ મંદિરો કરતાં વધારે શ્રેયસ્કર. આ કાળમાં તો જે આવુ મંદિર બંધાવશે તે જ મંદિર બંધાવવાનું સાચું ફળ પ્રાપ્ત કરશે.

**જિનાગમ**

પાચમું ક્ષેત્ર જિનાગમ આવે છે. જિનાગમના ક્ષેત્ર માટે આપણા સંઘમાંના કોઇએ આ જમાનાને અનુકૂળ કશો પ્રયત્ન કર્યો હોય તેવું

જૂના લોકોએ તે તે કાળને યોગ્ય પ્રયત્ન અવસ્ય કરેલા છે. પરંપરાથી ચાલતી આવેલી જિનવાણી પુસ્તકારુઢ થઇ. તેના ઉપર નિર્યુક્તિ, ચૂર્ણિઓ, ભાષ્યો, ટીકાઓ વગેરે લખાયા તેની પણ નકલો લખવાનો પ્રચાર થયે તેના અનેક ભંડારો અનેક સ્થળે સ્થપાયા. જો કે લખનારો એક ધંધાદાર વર્ગ હતો, પણ કેટલાક આચાર્યો અને વિદ્વાન સાધુઓ પણ શુદ્ધિની દૃષ્ટિએ લખીને જ્ઞાનની પૂજા કરતા. અત્યારના ભંડારોમાં એવાં કેટલાય પુસ્તકો છે જે અનેક દિગ્વિજયી આચાર્યોએ લખેલાં છે. ન્યાયવિશારદ યશોવિજય ઉપાધ્યાય પુસ્તકો હાથે લખતા, એ તેમના હસ્તાક્ષરવાળા અનેક પુસ્તકો જોવાથી આપણને માલુમ પડે એવું છે.

અત્યાર સુધી આવી આગમની પૂજા કાળને અનુરૂપ હતી. પણ હવે આ યુગમાં તેની પૂજા જે રીતે આપણે કરીએ છીએ તે પૂજા નથી પણ તેની આશાતના જ છે જો આપણે એ પૂજામા સાવધાન રહ્યા હોત તો આપણુ સાહિત્ય લંડન અને બર્લિનની પુસ્તકાલયોમાં જે શોભા પામી રહ્યું છે તેવી શોભા આપણુ ભંડારોમા પામત.

જેમ શરીરને સાચવવા આપણે વ્યવસ્થા કરવી પડે છે, તેમ પુસ્તકનું અંતર અને બાહ્ય સાચવવા વ્યવસ્થા ન કરીએ તો આપણે આગમના પૂજક નથી પણ નાશક છીએ. આગમની પૂજા રૂપાના પાટલા ઉપર મૂકવાથી થતી નથી. પુસ્તકને અંદરથી ઉધઇ ખાતી હોય અને ઉપરથી રેશમી બંધન બાંધેલુ હોય તથા તેની ઉપર ફૂલ વાસક્ષેપ કે રુપિયા પડેલા હોય તે શું તેની પૂજા છે?

આપણે ત્યાં વર્ષમા એક જ્ઞાનપંચમી આવે છે તે દિવસે થોડાંક પતાસાં, પૈસા કે લાડવા ચડાવીને અને દેવવંદનાદિની થોડી ક્રિયાઓ કરીને જ્ઞાન પૂજાયયાનું માની લઇએ છીએ પણ એ દેવવંદનાદિમા જે જે આગમોનું આપણે સ્મરણ કરીએ છીએ તે આગમોની શી દશા છે તેનો કોઇ ભાઇબ્હેન વિચાર કરતાં હોય તેવું જણાતું નથી.

એક વાર ખરે બપોરે હું ભંડાર જોવા ગયેલો ત્યારે તે વખતે ત્યાં રહેતા એક હૃષ્ટપુષ્ટ આચાર્ય મારી સાથે આવેલા. મેં તેમને કહ્યું કે "તમારા અહીંના નિવાસ દરમ્યાન આ પુસ્તકોનો ઉદ્ધાર થાય તેવો કોઈ પ્રયત્ન ન કરો ?" તેમણે તેમના શરીરને બરાબર છાજે તેવો જ જવાબ આપ્યો "આવે ખરે બપોરે અહીં આવેય કોણ? આ તો તમે અહીં આવ્યા છો એટલે આવ્યો છું. વળી અમને ફુરસદ પણ નથી. અત્યારે તો સૂવાનો વખત છે." ભગવાન મહાવીરના વારસના મોઢામાં આવો જવાબ શોભે ખરો ?

હું એક બીજા ભંડારમાં ગયેલો. પણ તે પુસ્તકભંડારમાં એક કોઠીમાં દાણાની જેમ પુસ્તકો ભર્યાં હતાં. ત્યાં કામ કરવા બેઠા પછી તરત અર્ધો કલાક પછી મને તાવ આવી ગયો અને એ જ દશામાં મેં બરાબર પાંચ છ કલાક કામ કર્યું. જ્યાં આપણા ભંડારોના મકાનની આવી દશા છે ત્યાં જ્ઞાનપંચમીને દિવસે કાગળ કાઠાના ઢગલા કરીએ તે કયાં પ્રકારની જ્ઞાનપૂજા છે તે સમજાતું નથી.

જો આપણે ખરી જ્ઞાનપૂજા કરવી હોય અને આગમના ક્ષેત્રને સમૃદ્ધ બનાવવું હોય તો નીચે પ્રમાણેની યોજના તમારી સમક્ષ મૂકું છું :

પહેલી તો ભંડારવાર એકેએક લખેલાં પુસ્તકોનું વિષયવાર અને કર્તાવાર વર્ગીકરણ કરીને પ્રકાશિત કરવું જોઈએ. પછી તેમાંના દરેક પુસ્તકને પાકા બાઇન્ડિંગથી બંધાવવું જોઈએ ( લખેલાં પુસ્તકોની બાંધણીનો નમૂનો જોવો હોય તો એકાદ પુસ્તક બર્લિનથી મંગાવી જોઈ લેવું ).

સાધુઓમાંના કેટલાક ભણેલાઓએ અશુદ્ધ પુસ્તકોને શુદ્ધ કરવા પ્રયાસ કરવો જોઈએ, અને પછી તેની પ્રતિલિપિઓ ભણેલા સાધુ સાધ્વીઓ પાસે કરાવવી જોઈએ; અને કદાચ વધારે પ્રતિલિપિ કરાવવી હોય તો લહિયાઓ પાસે કરાવવી જોઈએ. દરેક લખેલી પ્રતિલિપિ વિદ્વાન સાધુઓએ તપાસવી જ જોઈએ. કોઈ પણ શોભાના વગરની

તિલિપિ ભંડારમાં ન જ રહી શકે. આવા પ્રયાસના અભાવે આપણાં ટલાય પુસ્તકો નષ્ટ થઈ ગયાં છે, એટલું જ નહિ પણ છેક સૂત્ર અને ચૂર્ણિઓ જેવાં અગત્યનાં પુસ્તકો એટલાં બધાં અશુદ્ધ છે કે જેને શોધવાનું કામ બહુ દુષ્કર થઈ પડયું છે.

દરેક જીર્ણ પ્રતિની પણ એ રીતે શુદ્ધ પ્રતિલિપિ થવી જોઈએ અને ભંડારના માલિકો વરસે વરસે જે તાડપત્રના કટકાઓ ફેંકી ે તે અટકી જવું જોઈએ. કોઈ પણ તાડપત્રનો કટકો ફેંકાય તે હેલાં વિદ્વાનની સમક્ષ આવવો જ જોઈએ. પાટણમાં તાડપત્રનાં કડાનો ભરેલો ડબો જોઈને ખરેખર મને તો રડવું જ આવેલું.

દરેક ભંડાર ઉપર એક વિદ્વાન ગ્રંથપાલ નિયત થવો જોઈએ. આ તો થયું લખેલ પુસ્તકોનું પૂજન. પણ તેની સમયોચિત પૂજા આ પ્રમાણે કરવી જોઈએઃ

એ પુસ્તકોમાંનાં અત્યંત ઉપયોગી પુસ્તકોને જ છપાવવાં જોઈએ. તમે કહેશો કે અત્યારની બધી સભાઓ અને સમિતિઓ ગ્રંથો છપાવે તો છે! પણ એ છપાવવું આ જમાનાને બિલકુલ અનુપયોગી છે.

જે પુસ્તક છપાવવું હોય તેની જેટલી મળે તેટલી પ્રતો ભેગી કરવી જોઈએ. પછી મૂળ શુદ્ધ પાઠને ઉપર રાખી બાકીના અર્થવાળા પ્રતોમાંની પાઠોને નીચે મૂકવા જોઈએ. પાછળ ગાથા, શબ્દ, અને ઐતિહાસિક માહિતીના અનુક્રમો, શરૂઆતમાં વિસ્તૃત વિષયાનુક્રમ અને ગ્રંથને લગતી બધી બાબતોવાળો મોટો ઉપોદ્ઘાત, અને જો સર્વોપયોગી થઈ શકે એવું હોય તો તેનો ગૂજરાતી સાર કે અનુવાદ. આટલું તો ઓછામાં ઓછું દરેક પુસ્તકમાં કરશે તો જ આજનો વિદ્યાર્થી પણ તેનો ઉપયોગ કરી શકશે. આમ નહિ કરવામાં આવે તો સાહિત્યનો પ્રચાર થવાનો નથી અને અત્યાર સુધી આમ

આગમોદય સમિતિએ આગમોની પૂજા કરી છે કે આશાત
કરી છે તે કહેવું કઠણ છે. તમે તો વેપારીઓ છો. તમારામાં
ઘણા ઓછા સંસ્કૃત પ્રાકૃત જાણતા હશે. તેથી જ તમને એ વસ્તુ
સમજણ ન પડે. પણ જ્યારે હું એ સમિતિના આગમો જોઉં
ત્યારે તેમાં મૂળ પાઠ કાંઈક હોય, ટીકામાં તેની પ્રતિક જુદી
હોય, પાઠાંતરો તો ક્યાંય મળે જ નહિ અને વિષયાનુક્રમનું તો નામ
ન મળે ! એ બધું તો ઠીક પણ કેટલાંક અંગોનાં નામ પણ ખો
છપાયાં છે. તે આગમો મારા કામમાં આવ્યાં છે તેથી તે સમિતિ
ઋણિ તો છું જ; તોપણ એ પદ્ધતિને હું તો પસંદ ન જ ક
મારો આ અણગમો મેં આનંદસાગરજી મહારાજને જણાવેલો.

આપણાં આગમો એ વેદ જેવાં છે. તેનાં સંસ્કરણો કાઢ
હોય તો સંસ્કાર કરનારે પહેલાં તેની ભાષા ઉપર કાબૂ મેળવ
જોઈએ. તેમાંનો વિષય તો તેમને એવો આવડવો જોઈએ કે
આજના વિદ્વાનવર્ગને બરાબર સમજાવી આપે! આનો અ
એવો નથી કે અનુભવગમ્ય વસ્તુને બુદ્ધિગમ્ય કરી દે, પણ બુ
ગમ્યને તો તે રીતે જ કરી દેવું જોઈએ. અત્યારે કોઈ કહે
સાધુઓના પગ ચાંપવાથી બાહુબળ જેટલું બળ મળે છે એ
શાસ્ત્રમાં લખેલું છે. તો તે વાત કોઈ માનવાનું નથી.

જે આગમનું સંસ્કરણ કાઢવું હોય તેની દરેક પ્રાંતમાંથ
મૂળ, ટીકા, નિર્યુક્તિ, ભાષ્ય, ચૂર્ણિ, અને ટબાની પ્રતો મેળવ
જોઈએ. એ પ્રતો ઉપરથી શુદ્ધ પાઠોનું વર્ગીકરણ કરીને ટીકા
મૂળથી જુદી ન પડતી પ્રતિકો મૂકીને, નીચે બધાં પાઠાંતરો આપ
અને મૂળના વિષયને અનુસરતી બૌદ્ધ અને વૈદિક ગ્રંથોમાં આવે
ચર્ચાઓ નીચે ગોઠવીને છપાવવું જોઈએ. આમ થવાથી આગમો
અભ્યાસ તરફ બધાનું ધ્યાન ખેંચાશે. તદુપરાંત જૈનધર્મનો
સર્વસમભાવનો સિદ્ધાંત લોકમાં વ્યાપક બનશે.

અત્યારે તો પાટ ઉપર બેસીને વ્યાખ્યાન આપનાર કોઈ સાધુઓને પૂછીએ કે ભગવાનના અભિષેક વખતના કળશો પચીસ યોજન ઊંચા ,બાર યોજન પહોળા, અને એક યોજન લાંબા નાળચા વાળા શાસ્ત્રમાં કહ્યા છે તો પ્રશ્ન એ થાય છે કે ભલા ! સ્નાન-કરનાર અને કરાવનાર કેટકેટલાં દૂર બેઠાં હશે ? એ કળશમાં પાણી કેટલું માયું હશે ? દેવો રાત્રે અભિષેક કરવા કેમ આવ્યા ? દિવસે કેમ ન આવ્યા ? તેમને કોઈનો ડર હતો તે તો માની શકાય તેવું નથી; કારણ કે દિવસે સમવસરણમાં તો આવે જ છે ! તો અભિષેક વખતે કેમ ન આવી શકે ? અને બુદ્ધિમાન દેવો દ્વારા અભિષેક માટે ૨૫ યોજન ઊંચા એક કરોડ સાઠ લાખ કળશોથી પાણીનો વ્યય થાય એ શું શોભારૂપ છે ? લાખ યોજન ઊંચો મેરૂ અત્યારે ક્યાં સંતાઈ ગયો છે ? આખી પૃથ્વીની અનેકવાર પ્રદક્ષિણા કરનારા અત્યારે હયાત છે પણ એમાંનો કોઈ પણ તે વિષે કાંઈ કહેતો હોય તેવું સંભળાતું નથી ! આવા આવા અનેક પ્રકારના પ્રશ્નો સાંભળીને મહારાજ ધ્રૂજી ઊઠે છે અને આવી જ વાતો જ્યારે પુરાણમાં આવે છે ત્યારે તેની નિંદા કરવાનું પણ ચૂકતા નથી.

આવા આવા મુનિરાજો જે વર્ગમાં વસે છે, તે વર્ગના હાથે આગમોનો ઉદ્ધાર થાય તે નહિ થયા જેવો જ સમજવો. મને આગમોદ્ધારની જે રીત પસંદ છે તે મેં આગળ જણાવી દીધી છે.

ખરી રીતે જો આગમપૂજા કરવી હોય તો તેને વિખ્યાત આચાર્યોના નામની ગ્રંથમાળાઓ કાઢી તે દ્વારા તેમના જ ગ્રંથો ઉપર કહેલી રીતે પ્રકાશિત કરવા જોઈએ. આમ થવાથી જ ખરી ગુરુપૂજા થશે, નહિ કે માત્ર તેઓની મૂર્તિ પધરાવવાથી.

અત્યારના કેટલાક લોકો અંગ્રેજોએ શોધેલાં અને છપાવેલાં આગમો પુસ્તકો ઉપર ભાર મૂકે છે; પણ તટસ્થ ભાવે તપાસતાં માલુમ પડે છે કે તેમાં પણ આપણને ચોંકાવનારી ખામીઓ રહી ગયેલી છે.

શ્રી. જીવરાજ ઘેલાભાઈ નામના ગૃહસ્થે જેકોબીએ તપા
આગમો છપાવ્યાં છે. પણ તેમાંય અર્થદોષ અને અશુદ્ધિઓનો પાર
અમુલખ ઋષિ નામના એક સાધુએ આગમોનો ઉદ્ધાર કર્યો છે
તેમાં પણ એજ પ્રકારના દોષો ઉપરાંત મતાગ્રહ વધારે છે.
સાહેબે જ્યારે આગમો છપાવ્યાં ત્યારે આ જાતની શુદ્ધિ કર
તેમને કોઈ સૂઝાડે એવું ન હતું. એટલે તેમનું આગમો માટેનું
પ્રશંસનીય છે. અંગ્રેજોનો પ્રયત્ન પણ અત્યંત આદરણીય છે.
આપણી બેદરકારીથી આગમોની જે આશાતના થઈ રહી છે
અટકી જવી જોઈએ. અને તેના સારા અભ્યાસી અને સંપા
આપણામાંથી તૈયાર કરીશું ત્યારે જ આગમપૂજા સમાજના
સાધનમાં સફળ નીવડશે. અન્યથા જેમ અત્યારે ચાલે છે
ચલાવ્યા જ કરીશું તો એક તરફ આગમો સડયા કરશે અને બ
બાજુ આપણી પૂજા પણ ચાલ્યા જ કરશે. પરિણામે આગમો
ક્ષય થવાનો એમાં શંકા નથી.

પુસ્તક લખાવવું કે લખવું તે ધર્મનું અંગ એટલા જ મ
મનાયું છે કે તેનાથી સમાજના ઉન્નતિકર સાહિત્યનો પ્રચાર
અને સમાજનું આરોગ્ય સચવાય.

અત્યાર સુધીમાં આપણે ત્યાં એક પણ આવી સંસ્થા ન
કે જે જૈન–સાહિત્યને સરલ ગુજરાતીમાં સસ્તું સાહિત્ય વર્ધક કા
લયની પેઠે ફેલાવતી હોય. આવી સંસ્થાને અભાવે જૈનધર્મ
સંબંધમાં ઘણા વહેમો અને ભ્રમો બીજા લોકોમાં પેઠેલા છે;
એને પરિણામે આપણને નાસ્તિક પણ ગણે છે.

હવે તો તમે જાણો છો કે, ધર્મ ફેલાવવામાં સાહિત્યપ્ર
મુખ્ય ભાગ ભજવે છે. બાઈબલની દરેક ભાષામાં અનુવાદ
લાખો પ્રતિઓ પાણીના મૂલ્યે ફેલાવવાથી અને એવાં બીજાં
વણીનાં સાધનોથી દરિયાપારનો ખ્રિસ્તીધર્મ આપણે ત્યાં

ગયો છે એ બધાને સુવિદિત છે. હજુ જો આપણે આંખ ઊંચી કરી નહિ જોઈએ અને દરેક પ્રાંતની ભાષામાં આપણું સાહિત્ય તૈયાર કરી પાણીને મૂલે નહિ ફેલાવીએ તો ભગવાન મહાવીરના વિચારોના શું આપણે દ્રોહી નથી થતા ?

આગમપૂજામાં માત્ર પુસ્તકોનું પ્રકાશન જ નથી આવતું પણ વિદ્યાર્થીઓને ઉત્તેજન મળે એવી બધી પદ્ધતિઓ સમાઇ જાય છે. આપણા છાત્રાલયો નાતજાતના કે ધર્મમતના મતભેદ વિનાનાં હોવાં જોઈએ. ફી ન આપી શકે તેવાઓને ફી પૂરી પાડવી અને પુસ્તકો ન મેળવી શકે તેને પુસ્તકો આપવાં; જ્યાં શિક્ષાનો પ્રચાર નથી ત્યાં ઘેર જઈને શિક્ષાનો પ્રચાર કરવો: આ બધું આગમપૂજામાં આવી જાય છે.

પણ આપણે તો આગમપૂજાનો એવો અર્થ લઈ બેઠા છીએ કે જેને પરિણામે ભગવાન મહાવીરની સંસ્કૃતિ અત્યારે વગોવાઈ રહી છે. છતાંય આપણે તો આગમપૂજાનાં નગારાં વગાડયેજ જઇએ છીએ. બીજું તો ઠીક પણ જેનો વરઘોડો આપણે હાથી ઉપર કાઢીએ છીએ એવા કલ્પસૂત્રની પ્રતિ પણ પૂર્ણ રીતે શુદ્ધ છપાયેલી ઉપલબ્ધ નથી. વળી ભગવાન મહાવીરના ચરિત્રના સાંસાજં છે. છતાં આપણે તેમની માતાનાં સ્વપ્નાંઓનું નાટક તો ભજવ્યાજ કરીએ છીએ !

**જિનબિંબ અને જિનભવન**

છઠ્ઠું અને સાતમું ક્ષેત્ર જિનબિંબ અને જિનભવનનું છે. આપણે ભક્તિને નામે એ પવિત્ર જિનભવન અને જિનમૂર્તિની ભારે આશાતના કરી રહ્યા છીએ. છતાંય એ વસ્તુ આપણા ખ્યાલમાં આવતી નથી.

**પહેલી આશાતના** તો શ્વેતાંબર દિગંબરની લડાઈ. ભલા ! વીતરાગની મૂર્તિ માટે કોઈ કાળે આવા ઝઘડા થયા હશે ખરા ! એક પક્ષ આવીને ભગવાનની મૂર્તિની આંખો કાઢી નાખે, તો બીજો

આવીને ચીપકાવે! એક જણ ફૂલ ચડાવે તો બીજો ઉતારી નાખે! આ તે મૂર્તિની પૂજા કે મશ્કરી?

જૂના વખતમાં તો એવી મૂર્તિઓ હતી જે શ્વેતાંબર તેમજ દિગંબરને બરાબર માન્ય થતી. શ્વેતાંબરો અને દિગંબરો એકજ મૂર્તિનો અભિષેક કરતા. શ્વેતાંબર સંઘવીના સંઘમાં હજારો દિગંબરો જતા. આ બધો પ્રેમ ક્યાં સંતાઈ ગયો? જો મૂર્તિના જ કારણથી વિદ્વેષ થતો હોય તો હું તો મૂર્તિને ભંડારવાની જ સલાહ આપું. પણ વિદ્વેષનું ખરું કારણ તો જુદું જ છે. અને તે તમને બધાને શાંત ચિત્તે વિચારવાથી જડી આવશે.

અંતરીક્ષ ભગવાનનો કજીઓ, કેસરિયાનાથજીમાં થયેલાં ખૂનો, મક્ષિજીનું તોફાન આ બધું શું મહાવીરના પુત્રોને મહાવીરનાજ નામે કરવું શોભા આપે એવું છે?

પહેલાં તો મારે સ્પષ્ટ કહી દેવું જોઈએ કે આંખો ચોંટાડવાની પદ્ધતિ, ટપકાં લગાડવાની પદ્ધતિ અને તંબોળ લગાવવાની રીત જે શ્વેતાંબરોએ પકડી છે તે ખોટી જ છે. કયા ફળદ્રુપ ભેજામાંથી એ જન્મી હશે એની કલ્પના કરવી નકામી છે.

વીતરાગની મૂર્તિ માત્ર સમાધિદશાવાળી હોવાથી નિર્મિલિત નેત્રવાળી હોય છે. પણ શ્વેતાંબરોને કોણ જાણે કેવી આંખે મળી છે કે તેમને ભગવાનની ઢળેલી આંખો દેખાતી નથી.

ભગવાનને લંગોટ કે કંદોરો રાખવાની રીત કોણ જાણે ક્યા મહર્ષિએ શોધી છે કે જેને પરિણામે શ્વેતાંબર દિગંબરો લડવા જ કરે છે.

શેરિશા તીર્થમાં મેં જોયું તો ત્યાંની મૂર્તિ ઉપર લેપ કરેલો હતો. અને કંદોરો પણ મોટા સાચ-સેંરનો પાટી જેવો પહોળો કરેલો છે તે એટલા માટે કે કોઈવાર દિગંબર એ મૂર્તિનો ધણી ન થઈ [illegible]

પણ એ પાંચ સેરનો કંદોરો બનાવનારે કદીએ ન વિચાર્યું કે આવો કંદોરો તે વીતરાગને શોભે ?

જે મહાપુરુષ યથાજાત વિચરતા અને તેજ રીતે જીવતા સુધી રહ્યા તેની આ કેટલી બધી વિડંબના ?

શ્વેતાંબર દિગંબરનો કજીયો પરસ્પર ઈર્ષા અને દ્વેષમૂલક છે. તેમાં ધર્મનો અંશ પણ નથી. અહીં આવેલાં સાંભળનારાં બ્હેનોએ અને ભાઈઓએ કજીયા તરફ જરાપણ લક્ષ ન આપવું જોઈએ. આપણે તો ભગવાનની દશા સૂડી વચ્ચે સોપારી જેવી કે બે પત્નીવાળા પતિના જેવી કરી નાંખી છે. અને એ બધુંયે ભગવાન મહાવીરની ભક્તિના નામે જ !

વીતરાગની મૂર્તિ ઉપર લાખોનાં ઘરેણાં ચડે, પુષ્પોના ટોપલાથી તે મૂર્તિ ઢંકાઈ જાય, મૂર્તિની પાસે ઘીના, ડબાના ડબા બળી જાય, દૂધના હાંડા ઠલવાય, આ બધું શું તેની ભક્તિ છે ? જ્યાં પૂજનારા પૂરું ઘી દૂધ પામતા નથી, દરિદ્ર હાલતમાં ધંધા વિના રખડયા કરે છે, ત્યાં એવી પૂજાઓ બહુ દિવસ નહિ નભે.

વીતરાગનું નામ લઈને લાખો રુપિયા ભેગા કરવામાં આવે છે. અને તે દ્રવ્ય મૂર્તિને મઢાવ્યા સિવાય બીજામાં વપરાતું નથી. પણ એ દ્રવ્યના ટ્રસ્ટીઓએ ખ્યાલમાં રાખવું જોઈએ કે જો તેઓએ દ્રવ્યનો ઉપયોગ સમાજના હિતમાં નહિ કરે તો ટર્કીમાં મસજીદ વગેરે ધર્મસ્થાનોની જે દશા કરવામાં આવી છે તે દશા મંદિરોની થશે.

જ્યાં જુઓ ત્યાં મંદિરની આસપાસ ગંદકીનો તો પાર જ નહિ; એટલું જ નહિ પણ એક બાજુ મૂર્તિ અને તે મૂર્તિની જ પાછળ પોળનું પાયખાનું: એવાં પણ મંદિરો આ રાજનગરમાં શોભી રહ્યાં છે ! આતે ભગવાનની પૂજા કે આશાતના ? આવી ગંદકીમાં આપણી પૂજાથી શું શ્રેય સધાવાનું હતું ?

મૂર્તિપૂજા શરૂ કરનારે હેતુ કોઇ સારો જ રાખ્યો હશે. પણ પછીથી એ હેતુ મુદ્દલ સચવાયો નથી. તેમાં અનેક વહેમો ઘૂસી ગયા છે. ગામમાં પ્લેગ થયો હોય તો વૈજ્ઞાનિક ઉપાયોને બદલે લોકો મૂર્તિની સામે શાંતિસ્નાત્ર ગોઠવી દેવદેવીઓને બોલાવે છે. મૂર્તિની પ્રતિષ્ઠા વખતે તો તેની પરણવા જનાર વરના જેવી દશા કરવામાં આવે છે; એક બાઈ દીવડો લે છે, તો એક બાઇ પોંખે છે અને બાકીની બધી ભેગી મળીને ભગવાનના વિવાહનાં ગીતો ગાય છે. આ તોફાન કયા શાસ્ત્રમાંથી કોણે શોધ્યું છે તે શોધ્યું જડતું નથી. કારણ કે જેમ જેમ વિચાર કરવામાં આવે છે તેમ તેમ આ બધાં તોફાનો વીતરાગની મૂર્તિ સાથે બંધબેસતાં જણાતાં નથી.

જ્યારથી પશુયજ્ઞો બંધ થયા અને વનસ્પતિયજ્ઞો શરૂ થયા ત્યારની કેટલીક યાજ્ઞિક પદ્ધતિ આ મૂર્તિપૂજામાં ઘૂસી ગયેલી છે. જે ભગવાને સંયમ લીધા પછી કદી દર્પણમાં મોઢું જોયું નથી, તેમની સામે દર્પણપૂજા! જેણે માત્ર વાઉકાયની રક્ષા માટે શરીરના હલન ચલનને પણ બંધ રાખ્યું છે, તેની ઉપર આ ચામરોની ધમાલ! જે ચામરો એક પ્રકારના ગોવધનુંજ પરિણામ છે. જેમણે સર્વવિરતિ સ્વીકાર્યા પછી એક પુષ્પની પણ પાંખડી દૂભવી નથી તેનીજ પૂજાના નિમિત્ત બિચારા પુષ્પોનો ઘાણ! આ બધામાં ક્યાંય પણ એ વીતરાગની પૂજા થતી હોય તેવું જણાતું નથી.

જરા વિચાર કરો તો એ બધું વનસ્પતિયજ્ઞની છાયા છે. ભાનભૂલેલા અને લાલચુ એવા આપણા લોકો પોતાની લાલચની પૂર્તિ માટે પૂજાને નામે અનેક જીવોનું બલિદાન કરતાં પણ અચકાતા નથી. અને બાકી બીજા હિંસાવાળા યજ્ઞોને નિષેધ કરતાં પણ શરમાતા નથી. જે પુષ્પો પાકાં થયેલાં હોય કે એની મેળે ખરી પડેલાં હોય તેજ પુષ્પો દેવપુષ્પો છે, અને તેમની દ્વારા દેવપૂજા થવી જોઈએ. પણ આટલો વિવેક કોણ રાખે? આપણાં પુષ્પો

બૂમો પાડે છે તે આપણા નિષ્ઠુર કાનમાં નથી આવતી પણ તે બૂમો જગદીશચંદ્ર બાબુના કાનમાં તો ક્યારનીય પહોચી ગઈ છે.

આનો અર્થ કોઈ એમ ન કરે કે મૂર્તિ ન માનવી કે તેની પૂજા ન કરવી. આનો સરલ અર્થ એ છે કે મૂર્તિદ્વારા પરમાત્માનું સ્મરણ કરવું અને જે સાધનોમાં ઓછામાં ઓછી હિંસા થતી હોય તે સાધનોનો ઉપયોગ કરવો અને જે સાધનો માત્ર આડંબરરૂપ છે તેને દૂર કરવાં.

જિનવરની ખરી પૂજા તો જિનવરની આજ્ઞાને આચારમાં મૂકવામાં જ છે. મૂર્તિને નહિ માનનારા પણ જો તેમની આજ્ઞાનુસાર આચરણ કરશે તો તે પણ ભગવાનની પૂજાજ છે. અને મૂર્તિને પૂજનારા પણ જો તેમની આજ્ઞાને નહિ અનુસરે તો તેઓ ભગવાનની પૂજા નથી કરતા પણ મશ્કરી જ કરે છે.

વૈષ્ણવોના શૃંગારની જેમ આપણે ત્યાં પણ એ પ્રથા શરૂ થઈ છે એટલુંજ નહિ પણ હવે તો હદને પણ વટાવી ગઇ છે. જેઓ રૂપેરી કે સોનેરી પાનાંથી અને બાદલાથી મૂર્તિને શણગારવામાં કલાકોના કલાકો ગાળે છે તેઓ વિચારશે કે તેઓ કોને શણગારે છે? ભલા! વીતરાગને શણગાર હોય ખરા?

અત્યારે જ્યાં રસ્તાઓ ઉપર મોટરનાં ભૂંગળાંઓ ગર્જી રહ્યાં છે અને ટ્રામની ઘંટડીઓ સતત વગડ્યાજ કરે છે ત્યાં મંદિરનાં નગારાં અને ઘંટો શું કામનાં છે એ મારી તો સમજમાં જ નથી આવતું.

પૂજામાં કેસર લગાડવાની શોધ શામાટે કોણે કરી છે તે તો હજુ જૈન વિજ્ઞાનશાસ્ત્રીઓને ઉકેલવાનું બાકી જ છે. અત્યારે તો એ મૂર્તિ તીર્થની પેઢી ચલાવનારાઓને દ્રવ્ય પેદા કરવાનું સાધન થઈ પડી છે. આજે કેટલાય જિનભવનો જીર્ણ દશામાં પડી રહ્યાં

છે અને આપણા પૂર્વજો તે જીર્ણ દશા નિહાળીને પોતાના સંતાનો તરફ વિષાદભરી દૃષ્ટિથી જોઈ રહ્યા છે. પણ આપણા જેવા પૂજારીઓ અર્થાત ખરેખરા પૂજાના અરિઓને (શત્રુઓને)તેની શી પડી હોય?

આથી કોઈ સ્થાનકવાસી એમ ન સમજે કે આપણો પક્ષ મજબૂત છે. પક્ષ તો કોઈનોય મજબૂત નથી જ. બન્ને આગ્રહમાં પડયા છે. અને દુરાગ્રહમાં પડીને એક જિનની મૂર્તિની આશાતના કરી રહ્યો છે, જ્યારે બીજો તેના નામની આશાતના કરી રહ્યો છે.

આ પ્રકારે આપણે અનેક રીતે જિનભવનની અને જિનબિંબની આશાતના કરી રહ્યા છીએ. પણ હવે તો સમજપૂર્વક એ આશાતનાથી બચી જવું એજ આપણો ધર્મ છે. અને જ્યારે એ આશાતનાનો નાશ થશે ત્યારે નહિ હોય શ્વેતાંબર દિગંબરના ઝગડા કે નહિં હોય મૂર્તિપૂજક સ્થાનકવાસીના ટંટાઓ!

એ આશાતનાથી દૂર રહેવા માટે સૌથી પહેલું આપણે એ કરવાનું છે કે ઉપર જણાવેલી રીતે વસતીની પેઠે જિનમંદિરો બહાર ખુલ્લા ચોગાનમાં બંધાવવા માટે જ્યાં આસપાસ જળાશય હોય અથવા પ્રાકૃતિક સૌંદર્ય હોય (કદાચ એવું કાંઇ પણ ન હોય તોપણ ખુલ્લું મેદાન તો અવસ્ય હોવું જોઇએ) ત્યાં જિનભવન આપણને પોષાય એટલું જ ખર્ચ કરીને બંધાવીએ; તેમાં પછી ભલે શિખર કે ચોકીઓ વગેરે ન હોય. અને એવુ ખર્ચ કોઇને પોષાતું હોય તો ભલે કરે. પરંતુ એ શિખરો વગેરે હોવું જ જોઈએ એ પ્રકારનો આગ્રહ ટળી જવો જોઈએ.

કોઇ સારા શિલ્પી દ્વારા તેની સાદી બાંધણી નક્કી કરાવવી જોઈએ. જે મેદાનમાં જિનભવન હોય તેજ મેદાનમાં એક બાજુ વ્યાયામનો અખાડો હોય તેમજ એક બાજુ સ્નાનાગાર હોવાં જોઈએ. આ જાતનાં જિનમંદિરો ઉપર જ્યારે રાષ્ટ્રીય ધ્વજ ફરકશે ત્યારે

આપણા કલ્યાણનો સૂરજ ઉગશે. નહિતર કાકાસાહેબના શબ્દોમાં જે મંદીરના દ્વારે જમૈયાવાળા આરબો હશે તે જિનમંદીરો નથી પણ શાક્ત મંદીરો છે.

આપણે વહેલામાં વહેલી તકે જિનભવનોમાં અને જિનબિંબોમાં ઘટતો ફેરફાર કરી એ આશાતનાથી દૂર થવું જોઇએ; અને એમ થશે ત્યારે જ એ ક્ષેત્રોની યોજનામાં તેમનું સ્થાન ઉપયોગી ગણાશે; અન્યથા નહિ.

આ સાત ક્ષેત્રને લગતા મારા ભાષણનો સાર એ છે કે જો આપણે આ સાતે ક્ષેત્રોના પાયારૂપ શ્રાવિકાક્ષેત્રનો વિકાસ કરીશું તો બીજા ક્ષેત્રોનો વિકાસ આપોઆપ થઈ જશે. આ છેલ્લા મૂર્તિના વિષયમા જે વધારે આકરું કહેવું પડયું છે તે ભગવાનની મૂર્તિ ઉપરની મારી શ્રદ્ધાને લીધેજ કહેવાયું છે. જ્યારે એ પવિત્ર કરુણામય મૂર્તિની પાસે હું ગાયના ત્રાસથી નીપજેલી ચામરોને જોઉં છું, ત્યારે બહુ અકળાઈ જાઉં છું. તે મૂર્તિની આસપાસ જ્યારે ગંદુ જોઉં છું ત્યારે તો મારૂં મન મૂઢ જ થઇ જાય છે. જ્યારે ગંદી શેરીઓમાંથી મૂર્તિ સહિત સોના રૂપાના રથો પસાર થતા જોઉં છું, ત્યારે તેને પૂજા કેવી રીતે કહેવી તે સમજાતું નથી. આવી શ્રદ્ધાપૂર્વક વેદનાથી જ ભગવાનની આપણે હાથે થતી આશાતનાઓ અત્રે મૂકવામાં આવી છે. અને તે પણ એટલા જ માટે કે આપણે હવે સાવચેત બનીએ.

સાધુ સાધ્વીના ક્ષેત્ર વિષે પણ જે કાંઈ કહેવાયું છે તે પણ તેમના ઉપરના સદ્ભાવને લીધે જ કહ્યું છે. સંસારમાં આપણાં સાધુ સાધ્વીઓ મહા પૂજનીય મનાય છે. જો તેઓ વધારે દીપી નીકળે, શીલવંત અને જ્ઞાનવંત થાય, તથા સમાજનું હિત વિચારે તો આપણો બેડો પાર છે; અને એ દૃષ્ટિથી જ અહીં કડવું મીઠું કહેવામાં આવ્યું છે.

આગમના ઉદ્ધાર વિષે જે કાંઈ કહેવામાં આવ્યું છે તે પણ આગમ ઉપરની અનન્ય શ્રદ્ધાથી જ, અશુદ્ધ આગમો જોતાં જ મન કકળી ઊઠે છે એ વેદનાથી જ, અહીં કહેવામાં આવ્યું છે.

આપણા પૂર્વજોએ આ, જે સાત ક્ષેત્રની યોજના કરેલી છે તેનો જો, આપણે સદુપયોગ કરીએ અને તેમાં આવેલા દોષોનું નિવારણ કરીએ તો આપણું શાસન આપણો સંઘ અને આપણી સંસ્કૃતિ આખા સંસારને અનુકરણીય થશે.

છેવટે આ કથનથી કોઈને માઠું લાગવા જેવું થયું હોય તો દરગુજર કરશે અને કહેનારના શુદ્ધ આશય તરફ લક્ષ આપશે એવી વિનંતી છે.

બેચરદાસ

# અર્પણ.

જેણે
પોતાની
જીવન કલાને
આત્માનાં પ્રેરણાદાયી
તત્વોરૂપી પીંછીઓદ્વારા
વૈરાગ્યના રંગોથી રંગી છે,
અન્યને રંગવાની પણ તેટલી જ રટ
લાગી છે, અને અજેયપણું જ
પ્રાપ્ત કરવામાં સ્વકર્ત-
વ્યની ઇતિશ્રી
માની છે
તેવા
વીર, ધીર આત્માઓને અર્પણ

પ્રકાશક.

# વિષયાનુક્રમ.





# ભૂમિકા.

**સુખ** એ આત્માનો મૂળ સ્વભાવ છે, જ્યારે સાચું સુખ મળતુ નથી ત્યારે જ કલ્પિત સુખની ઇચ્છા જાગે છે.

સાચું સુખ આત્મામા જ છે, અને મિથ્યા સુખ દુ ખ પૂર્ણ ઇંદ્રિય-જન્ય સુખ બાહ્ય પદાર્થોમા જ છે જીવ જ્યાસુધી સત્ય તત્વોનું જ્ઞાન કરતો નથી ત્યાસુધી તેને ઇંદ્રિય ભોગ બહુ ગમે છે જ્યારે જીવ સત્ય તત્વનો બોધ પામે છે ત્યારે તે વિષયભોગોને હલાહલ ઝેર જેવા ગણી તેનો ત્યાગ કરે છે અને **સ્વસુખ**નો ભોગી બને છે.

આત્માને દુ ખ આપનાર તેના સાચા શત્રુ અજ્ઞાન, મિથ્યાત્વ, હિંસા, અસત્ય, અપ્રમાણિકતા, વિષયેચ્છા, ધનમોહ, ક્રોધ, અહંકાર, કપટ, લોભ, રાગદ્વેષ, નિંદા, પ્રમાદ આદિ છે, તેને જીતવા પ્રયત્ન કરે **તે જ જૈન** કહેવાય છે

આ ભાવ શત્રુઓનો નાશ કરવાના સાધન સમ્યગ્ (સત્ય) જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ છે. પ્રથમ યથાર્થ જ્ઞાનબોધ કરે તો સત્ય શ્રદ્ધારૂપી સમકિતગુણ પ્રગટ થાય છે અને જ્ઞાન, દર્શન પ્રાપ્ત કરનાર સમ્યગ્ ચારિત્ર અને તપગુણને પ્રગટ કરી શકે છે

જ્ઞાનના મુખ્ય બે પ્રકાર છે. એક વ્યવહારિક, બીજુ તત્વજ્ઞાન. જે એક જ ભવમા થોડી કીર્તિ અને બાહ્ય સુખો આપી શકે છે તેને વ્યાવહારિક જ્ઞાન કહે છે અને જે દરેક સ્થીતિમાં આત્માને સાચી શાંતિ અને સત્ય સુખ આપે છે તેને તત્વજ્ઞાન અથવા આત્મ-જ્ઞાન કહે છે.

તેથી જ દરેક તીર્થંકર ભગવાન કૈવલ્યજ્ઞાન પ્રગટ થયે પ્રથમ વાણીમા આત્મજ્ઞાનનો જ ઉપદેશ આપે છે.

જૈનશાસ્ત્ર બાર ભાગમા વહેચાયેલ છે. જેને બાર અંગ ( દ્વાદશાંગ ) કહે છે તેમાં પહેલું શ્રી આચારાંગ શાસ્ત્ર છે, તેમા બે શ્રુતસ્કંધ છે. પહેલો શ્રુતસ્કંધ બ્રહ્મચર્ય છે. બ્રહ્મ એટલે આત્મા અને ચર્ય સ્વરૂપ વિચાર–નામનો છે. તેના પહેલા અધ્યયનનાં પહેલા વચનમા એવું આવે છે કે " આત્માનું સ્વરૂપ શુ છે ? ક્યાંથી આવ્યો છે ? ક્યાં જવાનો છે ? તે શાથી બંધાય છે ? કેવી રીતે મૂક્ત થાય છે ?" વિગેરે વિસ્તારથી વિવેચન છે.

વર્તમાનમાં તત્વજ્ઞાનનાં અભ્યાસની અતિ જરૂર છે. તેનાથી વંચિત આત્મા અજ્ઞાનથી દુ:ખી થઈ રહ્યો છે અને મિથ્યા–ખોટા સુખમા મૂંઝાઇ રહ્યો છે.

વર્તમાનમા હિંસા, અસત્ય, ક્રોધ, મોહ આદિનો ત્યાગ, તત્વજ્ઞાનના અભાવને લીધે કઠણ દેખાય છે. આત્માને અનુભવપૂર્વક તત્વજ્ઞાન થાય છે ત્યારે તે પોતાનું શરીર અને દરેક બ્હારની વસ્તુ જડ સમજે છે. તેને સ્વ તરિકે માનતો નથી અને સ્વપ્નમા પણ ઇચ્છતો નથી. સકલ્પ થવાનુ કારણ તત્વજ્ઞાનની ખામી છે.

સાચો સુખાર્થી, મોક્ષાર્થી તત્વજ્ઞાનની જ શોધ કરશે. જગતમા સાર વસ્તુ આત્મા છે, સિવાય જડ અને અસાર છે. આપણે આત્માને ઓળખતા થઈ જઇએ તો બધુ જાણ્યું સમજવું. શાસ્ત્રમા પણ કહેલ છે કે " જો એગં જાણઇ સો સવ્વં જાણઈ" જે એક આત્માને જાણે છે તે બધું જાણે છે " જો સવ્વં જાણઇ સો એગં જાણઈ" જગતના સર્વ પદાર્થને પોતાના આત્માથી ભિન્ન જાણે છે તે એક આત્માને જાણે છે.

એક પૂર્વાચાર્ય મહારાજ ફરમાવે છે કે,

" બાર અગરૂપી શાસ્ત્ર–સમુદ્રનું મંથન કરી જ્ઞાનીઓએ રત્ન કાઢયાં છે અને તે સ્વ–પરને જુદા ઓળખાવનાર ભેદજ્ઞાન ( સમ્યગ્જ્ઞાન ) તથા પર એટલે હિંસા, વિષય, કષાયનો ત્યાગ અને સ્વ એટલે

પોતાના ગુણોમા રહેવું એ ચારિત્ર છે. આ રત્નો આપણને સહેજે મળેલ છે તો અપૂર્વ તત્વજ્ઞાન અને સચ્ચારિત્રની પ્રાપ્તિ કરી આ નરભવ સફળ કરવો જોઇએ ''

જે નિકટભવી આત્મા હોય છે તેને આત્મજ્ઞાન એટલે તત્વજ્ઞાન સાભળવાની, શિખવાની ગરજ પ્રગટે છે.

તત્વનુ જ્ઞાન કરી તેનો નિશ્ચય કરવાથી જ સમકિતની પ્રાપ્તિ થાય છે. ધર્મવૃક્ષનુ બીજ સમકિત છે ને ફળ મોક્ષ છે. બીજ વિના ફળ ન હોય તેમ સમકિત વિના મોક્ષ નથી. આજે જેટલા રાગદ્વેષ, ક્લેશ, ઝગડાઓ થઈ રહ્યા છે તે બધા તત્વજ્ઞાનની ખામીના પ્રતાપ છે.

શરીર સમાન ધર્મક્રિયા છે અને ચૈતન્ય સમાન તત્વજ્ઞાન છે જ્યારે જીવ વિનાનું શરીર થાય છે ત્યારે ગધાઇ જાય છે, તદ્‌વત જ્યારે તત્વજ્ઞાન વિનાની સમાજ થાય છે ત્યારે ક્લેશ, કદાગ્રહ ને ઝગડા ઉત્પન્ન થાય છે, વિષયવાસના અને ઇંદ્રિય સુખની ઇચ્છાઓ પ્રદિપ્ત થાય છે માટે દરેક ધર્મના સંરક્ષકે પોતાના ધર્મની ક્રિયામા રહેલ ગુપ્ત તત્વો સમાજને પ્રગટરૂપે સમજાવી નવચેતન અર્પવું જોઇએ. જૈનધર્મ તત્વજ્ઞાનથી ભરપૂર છે છતા આજે પ્રમાદના લીધે તત્વજ્ઞાન કોઇ વિરલ આત્માને પ્રાપ્ત થાય છે. તેની પ્રાપ્તિ બાળક, વૃદ્ધ, યુવાન સ્ત્રી, પુરૂષ દરેક સહેલાઇથી કરી શકે તેવા આશયથી 'શ્રી જૈનતત્વ પ્રશ્નોત્તર' નામનું પુસ્તક તૈયાર કરવામા આવ્યુ છે. સાદ્યંત વાચ્યા પછી આ જ્ઞાનથી આત્મહિત દેખાય તો પ્રશ્નોત્તરો કંઠસ્થ કરી રાત્રે શાત મગજથી તે ઉપર ચિંતવન કરવું જેથી અપૂર્વ શાતિ પ્રગટશે અને સમકિતગુણ શિઘ્ર પ્રગટ થશે.

" દ્રવ્યાનુયોગ ભણતા થકા, ટળે મિથ્યાત્વ દૂર;
સમકિત સહજ આવે સહી, વર્તે આનંદ પૂર. "

બાળકને પૂછીએ કે સમુદ્ર કેટલો મોટો છે તેના ઉત્તરમા તે હાથ પહોળા કરી મોટાઇ બતાવે તેમ આ મહાન વિષય " જૈનતત્વ

પ્રશ્નોત્તર" લખવાનુ કામ આ અલ્પજ્ઞ લેખક માટે બે હસ્તદ્વારા સમુદ્રનુ પ્રમાણ બતાવવા બરાબર છે. શાસ્ત્ર સમુદ્ર અને તત્ત્વજ્ઞાન અનત છે તેના અનતમા ભાગને પણ સમજવાની બુદ્ધિ, શક્તિ કે પુરૂષાર્થ નથી છતા ધર્મ રાગ અને અન્ય ઉદયભાવને વશ થઇ પ્રયત્ન કર્યો છે. આમાં અનેક ભૂલો હશે તે બદલ હું મ્હારી ખામી ગણું છું અને અંત.કરણથી પશ્ચાતાપ કરૂ છુ. વાચનાર હસવત્ સાર ગ્રહણ કરી પોતે હંસથી વધારે ઉત્તમ મનુષ્યના ઉચ્ચ ગુણોના ધારક બને. ભૂલો પ્રકાશકને લખી જણાવવાથી આ પુસ્તકની દ્વિતીય આવૃતિ વધુ શુદ્ધ બનશે

આ પ્રશ્નોત્તર તૈયાર કરવામા જૈન સિદ્ધાત પ્રવેશીકા, દ્રવ્ય સગ્રહ, કર્મગ્રંથ અને બીજા અનેક શાસ્ત્ર ગ્રંથાદિની સહાય લીધી છે તે માટે તેના ગ્રથકર્તા, અર્થકાર અને પ્રકાશકોનો અંતઃકરણથી ઉપકાર માનીએ છીએ.

પ્રકાશક.



॥ શ્રી વીતરાગાયનમઃ ॥

# શ્રી જૈન તત્ત્વ-પ્રશ્નોત્તર.



## (મંગલાચરણ)

(૧) णमो अरिहंताणं णमो० નમસ્કાર કરૂં છું अरि રાગ, દ્વેષ, મોહરૂપી શત્રુ हंताण=હણ્યા, નાશ કર્યા છે. જેમણે રાગ, દ્વેષ, મોહરૂપી શત્રુનો નાશ કર્યો છે તેવા અરિહંત દેવને નમસ્કાર કરૂં છું. હું પણ રાગ, દ્વેષ મોહરૂપી શત્રુઓનો નાશ કરીશ ત્યારે ધન્ય થશે. શ્રી અરિહંતદેવે ૧ અનંતજ્ઞાન, ૨ અનતદર્શન, ૩ અનંત આત્મિક સુખ, ૪ અનંત આત્મશક્તિ એ ચાર ગુણ રાગદ્વેષ મોહનો નાશ કરી પ્રગટ કર્યા છે અને મારી આત્મામાં તે ઢંકાએલ છે. હું પણ તે પ્રગટ કરવાને આજથી રાગ, દ્વેષ, મોહ ઘટાડવાનો નિશ્ચય કરૂં છું.

### ચોપાઈ.

ચાર ઘાતીયા કર્મ નિવારી, જ્ઞાન દરસ સુખ બલ પ્રકાશ;
પરમૌદારીક તન ગુનવંત, ધ્યાઉં શુદ્ધ સદા અરહિંત ॥૧॥

(२) णमो सिद्धाणं—णमो० નમસ્કાર હોજો, सिद्धाणं० શ્રી સિદ્ધભગવંતજીને જેમણે સર્વ કર્મ નાશ કરી આત્માના સર્વ ગુણો પ્રકટ કર્યા છે તેવા શ્રી સિદ્ધ ભગવાનને વંદન કરૂં છું, હું પણ જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ દ્વારા સકલ કર્મ નાશ કરી સિદ્ધ પદ પ્રાપ્ત કરીશ ત્યારે ધન્ય થશે.

ચોપાઈ.

કરમ કાયનાસે સખ થોક, દેખે જાનૈં લોકાલોક;
લોક શીખર થીરપુર સાકાર, ધ્યાઉં સિદ્ધ સુખી અવિકાર ॥૨॥

(३) णमो आयरियाणं—णमो० નમસ્કાર કરૂં છું. શ્રી આચાર્ય મહારાજને જેઓ જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ અને વીર્ય એ પાંચ આચાર પોતે પાળે છે, બીજાને પળાવે છે, તેવા આચાર્ય માહારાજને વંદન કરૂં છું. હું પણ પાંચ આચાર પાળીશ ત્યારે ધન્ય થશે.

ચોપાઈ.

દર્શન જ્ઞાન પ્રધાન વિચાર, વ્રત તપ વીરજ પંચાચાર,
ધરે ધરાવે ઔરની પાસ, ધ્યાઉં આચારજ સુખરાશ. ॥૩॥

(४) णमो उवज्झायाण—णमो નમસ્કાર કરૂં છું. उवज्झायाण શ્રી ઉપાધ્યાય મહારાજને જેઓ અપૂર્વ જ્ઞાન પોતે શીખે અને બીજાને શીખાવે છે તેવા ઉપાધ્યાય માહારાજને વંદન કરૂં છું. હું પણ અપૂર્વ જ્ઞાન હમેશાં શીખીશ અને બીજાને શીખાવીશ ત્યારે ધન્ય થશે.

ચોપાઈ.

સમ્યક્ રત્નત્રયં ગુનલીન, સદા ધરમ ઉપદેશ પ્રવીન;
સાધુનીસૈં સુખ કરૂણાધાર. ધ્યાઉં ઉપાધ્યાય હીતકાર. ॥૪॥

(૫) णमो लोए सव्वसाहूण=णमो= નમસ્કાર કરૂં છું लोए લોકને વિષે વિચરતા सव्व=સર્વ साहूण=સાધુ મુનિવરોને, જેઓ અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ, એ પાંચ મહાવ્રત પાળે છે તેમને હું વંદન કરૂં છું. હું પણ હિંસા, જુઠ, ચૌરી, વિષયસેવન, અને ધન મોહ છોડી પાંચ મહાવ્રત ધારી થઇશ ત્યારે અહોભાગ્ય થશે.

## ચોપાઈ

દર્શન જ્ઞાન સુગુણ ભંડાર, પરમ મુનિવર મુદ્રાધાર;
સાધે શીવમારગ આચાર, ધ્યાઉં સાધુસુગુન દાતાર. ાાપાા

૧ પ્રશ્ન--જૈન કોને કહે છે?

ઉત્તર—જેઓ આત્માના અંતરંગ એટલે અંદરના શત્રુ અજ્ઞાન, મિથ્યાત્વ, હિંસા, અસત્ય, વિષયવાસના અને રાગદ્વેષને જીતવા (ત્યાગ કરવા) પ્રયત્ન કરે છે તેને જૈન કહે છે.

૨ પ્રશ્ન—જીન કોને કહે છે?

ઉત્તર—જેમણે આત્માના અંતરંગ શત્રુ અજ્ઞાન, મિથ્યાત્વ, હિંસા, અસત્ય, વિષયવાસના, અને રાગદ્વેષ, સર્વથા પ્રકારે જીત્યા છે (નાશ કરેલ છે) તેને જીન કહે છે

૩ પ્રશ્ન—અંતરંગ શત્રુઓને જીતવાથી શું લાભ થાય?

ઉત્તર—આત્માના મુખ્ય ચાર ગુણ પ્રગટ થાય છે. અનંત જ્ઞાન, અનંતદર્શન, અનંત આત્મિક સુખ અને અનંત વીર્ય (આત્મશક્તિ).

૪ પ્રશ્ન—અંતરંગ શત્રુઓને જીતવાનો શું ઉપાય?

ઉત્તર—પ્રથમ તત્ત્વનું એટલે દ્રવ્યાનુયોગનું જ્ઞાન કરી સમકિત અને ચારિત્રગુણ પ્રગટ કરવાથી આ શત્રુઓ જીતી શકાય છે.

૫ પ્રશ્ન—તત્ત્વ એટલે શું ?

ઉત્તર—સત્ય વસ્તુ યથાર્થ વસ્તુ સારભૂત વસ્તુને તત્ત્વ કહે છે તેનું બીજું નામ દ્રવ્ય પણ છે.

૬ પ્રશ્ન—પ્રશ્ન પુછવાથી શું લાભ થાય ?

ઉત્તર—વિનયપૂર્વક સદ્‌ગુરૂને પ્રશ્ન પૂછવાથી અજ્ઞાન અને મિથ્યાત્વનો નાશ થઇ સત્ય જ્ઞાન અને સમકિત ગુણ પ્રગટ થાય છે.

૭ પ્રશ્ન—પ્રશ્ન કેવા પુછવા જોઇએ ?

ઉત્તર—જે પ્રશ્ન પુછવાથી સારભૂત વસ્તુનું જ્ઞાન અને તત્ત્વનો બોધ થાય તેવા જરૂરી પ્રશ્નો જ પુછવા જોઇએ.

૮ પ્રશ્ન—તત્ત્વના પ્રશ્નો કોણ પુછતા ?

ઉત્તર—જ્યારે તીર્થંકર ભગવાનના દર્શન માટે મોટા મોટા ચક્રવર્તિ, બલદેવ, વાસુદેવ, રાજા, મહારાજા, શેઠ, સેનાપતિ, વિગેરે આવતા ત્યારે પ્રભુને પ્રાયઃ કરી તત્ત્વના જ પ્રશ્ન પુછતા કે હે પ્રભો ! અમો અનંતકાળ થયાં સંસારમાં જન્મમરણ કરી રહ્યા છીએ તે કેવી રીતે તેનાથી મુક્ત થઇ પોતાના શુદ્ધ સ્વરૂપને પ્રગટ કરી અજર અમર સિદ્ધપદ પામી શકીયે.

૯ પ્રશ્ન—પ્રભુ સંસારમાં જન્મમરણ કરવાનું શું કારણ કહેતા ?

ઉત્તર—પ્રભુ કહેતા કે—અજ્ઞાન, મિથ્યાત્વ અને રાગ-દ્વેષ વશ જીવ સંસારમાં જન્મમરણ કરી રહ્યો છે.

૧૦ પ્રશ્ન—પ્રભુ જન્મમરણથી છૂટવા કયો ઉપાય દેખાડતા ?

ઉત્તર—પ્રભુ તત્ત્વ સ્વરૂપને ઉપદેશ આપતા જેથી આત્માના સત્ય સ્વરૂપને જાણી ચક્રવર્તિ જેવા પણ એક ઉપદેશમાં સર્વ વૈભવ ભોગ છોડી મોક્ષમાર્ગનું સાધન કરવા તૈયાર થયા હતા.

૧૧ પ્રશ્ન—આવા તત્ત્વનું જ્ઞાન કરવાની કેટલી જરૂર છે ?

ઉત્તર—જેમ શરીરમાં જીવ હોય તો તે સારૂં રહે છે ને ઘણું કામ આપે છે અને જીવ વિનાનું શરીર જડ છે અને સડી તે ગંધાય છે તેમ જીવને તત્ત્વનુ જ્ઞાન હોય તો પરમ શાંતિ થાય નહિં તો જીવ અશાન્ત બની વિષયોની ઇચ્છા કરે છે અથવા ધર્મ કલહો અને ઝગડાઓ કરે છે.

૧૨ પ્રશ્ન—તત્ત્વજ્ઞાન કરવાથી શું લાભ થાય ?

ઉત્તર—(૧) તત્ત્વનું જ્ઞાન તે દરેક ભવમાં આત્માને સાચી શાંતિ આપે છે.

(૨) તત્ત્વજ્ઞાનથી આત્માના અંતરંગ શત્રુ ક્રોધ મોહ વિગેરે સહેલાઇથી જીતી શકાય છે.

(૩) તત્ત્વજ્ઞાનથી સમ્યગ્ જ્ઞાન અને સમકિત પ્રગટ થાય છે.

(૪) તત્ત્વજ્ઞાન તે જન્મ જરા મરણના દુઃખોથી છૂટવાનું અપૂર્વ સાધન છે.

૧૩ પ્રશ્ન—વ્યાવહારિક જ્ઞાન કરતાં તત્ત્વજ્ઞાન કેટલું વધારે લાભદાયી ગણાય ?

ઉત્તર—વ્યવહારિક જ્ઞાનથી એક જ ભવમાં થોડી કીર્તિ અને બાહ્ય સુખોની પ્રાપ્તિ થાય છે અને તત્ત્વજ્ઞાનથી દરેક

જન્મમાં અનેક દરેક સ્થીતિમાં સાચી શાંતિ અને સત્ય સુખ મળે છે અને અંતે મોક્ષ પ્રાપ્ત થાય છે.

૧૪ પ્રશ્ન—આ પુસ્તકમાં કેવા પ્રશ્નોતરો છે?

ઉત્તર—અનેક શાસ્ત્ર તથા અનેક ગ્રન્થમાંના તત્ત્વના વિષયો સરળ ભાષામાં આ પુસ્તકમાં પ્રશ્નોત્તરરૂપે સહેલાઈથી સમજાવવામાં આવ્યા છે.

૧૫ પ્રશ્ન—આ જૈન પ્રશ્નોત્તર કેવી રીતે શીખવા?

ઉત્તર—બરાબર વાંચી સમજી તેને કંઠસ્થ કરી લેવા અને એકાંતમાં તે ઉપર વિચાર કરવો જેથી અપૂર્વ આત્મ-જ્ઞાન અને સમકિતગુણ પ્રગટ થશે.

૧૬ પ્રશ્ન—સમકિત ગુણ પ્રગટ થયે શું ફળ મળે?

ઉત્તર—સમકિત ગુણ જન્મમરણનો નાશ કરી મોક્ષના અનંત સુખ પ્રાપ્ત કરવાનું બીજ છે-મૂળ છે માટે જૈન તત્ત્વ પ્રશ્નોત્તર શીખવા પરમ હીતકારી છે.

૧૭ પ્રશ્ન—સમકિત ક્યારે પ્રગટ થાય છે?

ઉત્તર—દોહો—જીવાદિક નવતત્ત્વનો, સાચો અનુભવ પાય;
શ્રદ્ધા સંવેગે કરી, તે જીવ સમકિત પાય ॥૧॥

જીવ અજીવાદિ નવ તત્ત્વનું જ્ઞાન નય અને પ્રમાણ-દ્વારા કરી સ્વ આત્મા અને પર દ્રવ્યનું યથાર્થ જુદાપણું જાણી સ્વ આત્માના શુદ્ધ સ્વરૂપનો અનુભવ કરે તેને સમ-કિત કહે છે. તેના બાહ્ય ચિન્હ સં( સમભાવ), સંવેગ (ધર્મ, ધર્મી, ધર્મફળ મોક્ષની ઉત્કૃષ્ટ ભક્તિ તથા પ્રીતિ), નિર્વેગ (વિષય અરૂચી) અનુકંપા અને આસ્તા (તત્ત્વાર્થ શ્રદ્ધા) છે.

૧૮ પ્રશ્ન—સમકિતની પ્રસંશા શાસ્ત્રકારો તથા પ્રાચીન આચાર્યોએ કેવી કરી છે?

(૧) સમકિત એકડો છે, બીજા ગુણો મીંડા સમાન છે, એકડો હોય તો મીંડા બહુ ફળ દે છે.

દોહો—સમ્યક્ દર્શન અંક હૈ, ઔર ક્રિયા સબ શૂન્ય;
અંક જતન કરી રાખીએ, શૂન શૂન દશ ગુણ ॥૧॥

(૨) "श्रद्धा परम दुल्लहा" શ્રદ્ધા પરમ દુર્લભ છે.

(૩) समत्त भठ्ठा नासिज्झंति, चरित्तभठ्ठा सिज्झंति સમકિત ભ્રષ્ટ શિઘ્ર મોક્ષ ન પામી શકે. ચારિત્ર ભ્રષ્ટ પુનઃ તે મેળવી તરત મોક્ષમાં જઈ શકે (પ્રવૃત્તિ છોડી આત્મ રમણતાથીજ મોક્ષ મળે છે, ચર એટલે પ્રવૃત્તિ, સમત્ત એટલે શુદ્ધ સ્વરૂપ)

(૪) ભવ પરંપરા જન્મ મરણ ઘટાડનાર એક સમકિત છે.

દોહા—એક સમકિત પાયા વિના, તપ જપ કિરિયા ફોક,
જન્મ મરણ ઘટશે નહિં, સમજો ચતુર લોક ॥૩॥

(૫) દ્રવ્યાનુયોગ ભણતાં થકાં ટળે મિથ્યાત્વ દૂર,
સમકિત સહજ આવે સહી, વર્તે આનંદ પૂર.॥૪॥

આવું સમકિત રત્ન પ્રગટ કરવા આ તત્ત્વ પ્રશ્નોત્તરોનુ જ્ઞાન અવશ્ય કરવું જોઇએ.

૧૯ પ્રશ્ન—દ્રવ્ય કોને કહે છે?

ઉત્તર—(૧) ગુણોના આશ્રયને દ્રવ્ય કહે છે.

(૨) ગુણ પર્યાય કરી સહિત હોય તેને દ્રવ્ય કહે છે.

(૩) ઉત્પન્ન થવું, વિનાશ પામવું, અને કાયમ રહેવું એ ત્રણ સ્વભાવ હોય તેને પણ દ્રવ્ય કહે છે.

૨૦ પ્રશ્ન—ગુણ કોને કહે છે?

ઉત્તર—(૧) જે દ્રવ્યના સર્વ ભાગમાં અને સર્વ અવસ્થામાં રહે તેને ગુણ કહે છે.

(૨) જે દ્રવ્યની ઓળખાણ કરાવે તેને ગુણ કહે છે.

જેમ જીવના ગુણ જ્ઞાન દર્શન, સુખ અને વીર્ય, પુદ્દગલના ગુણ રૂપ, રસ, ગંધ અને સ્પર્શ.

૨૧ પ્રશ્ન—પર્યાય કોને કહે છે?

ઉત્તર—(૧) દ્રવ્ય–ગુણના પરિવર્તનને પર્યાય કહે છે.

(૨) પર્યાય એટલે પરિવર્તન થવું, ફરવું. જે અવસ્થાનું રૂપાંતર થાય તેને પર્યાય કહે છે. જેમ બાળકનુ જુવાન તથા વૃદ્ધ થવું. મનુષ્યનુ દેવ થવું, થોડા જ્ઞાનનું ઘણું જ્ઞાન થવું, માટીના પિંડનો ઘડો થવો વિગેરે.

૨૨ પ્રશ્ન--દ્રવ્યના બીજા કયાં કયાં નામ છે?

ઉત્તર— દોહરા

ભાવ પદાર્થ સમય ધન, તત્ત્વ વિત્તવસુદર્વ,
દ્રવિણ અર્થ ઇત્યાદિ બહુ, વસ્તુ નામ યે સર્વ ॥૧॥

ભાવાર્થ—(૧) ભાવ (૨) પદાર્થ (૩) સમય (૪) ધન (૫) તત્ત્વ (૬) વિત્ત (૭) વસુ (૮) દ્રવ્ય (૯) દ્રવિણ (૧૦) અર્થ ઈત્યાદિ વસ્તુ એટલે દ્રવ્યના નામ છે.

૨૩ પ્રશ્ન—દ્રવ્યના મુખ્ય ભેદ કેટલા છે?

ઉત્તર—દ્રવ્યના મુખ્ય ભેદ બે છે. એક જીવ દ્રવ્ય, બીજો અજીવ દ્રવ્ય.

૨૪ પ્રશ્ન—જીવ દ્રવ્ય કોને કહે છે?

ઉત્તર—(૧) જેનામાં જ્ઞાનદર્શન ચેતના ગુણ હોય.

(૨) જેનામાં સુખ દુઃખ અનુભવ કરવાની શક્તિ હોય એને જીવ દ્રવ્ય કહે છે. જેવા કે–મનુષ્ય, પશુ, પક્ષી, કીડી, કાચી માટી, કાચું પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિ વિગેરે.

૨૫ પ્રશ્ન—અજીવ દ્રવ્ય કોને કહે છે?

ઉત્તર—(૧) જેનામાં જ્ઞાનદર્શન ચેતના ગુણ ન હોય.

(૨) જેને કદી પણ સુખ દુઃખ ન થાય. તેને અજીવ દ્રવ્ય અગર જડ પદાર્થ કહે છે. જેવા કે–ચોપડી, ઘર, ટોપી, ઘડીયાળ વિગેરે.

## જીવ સ્વરૂપ.

૨૬ પ્રશ્ન—જીવની ઓળખાણ કેટલા લક્ષણોથી કરી શકાય છે?

ઉત્તર—જીવની ઓળખાણ કરવાનાં મુખ્ય લક્ષણો નવ છે.

૨૭ પ્રશ્ન—જીવનાં નવ લક્ષણો કયાં કયાં છે?

ઉત્તર—(૧) સદાકાળ જીવપણું કાયમ રહેવાથી જીવ.

(૨) ઉપયોગવંત એટલે જ્ઞાનદર્શનધારી.

(૩) અરૂપી એટલે ઇંદ્રિયોથી જાણી ન શકાય તેવો રૂપ રસ ગંધ સ્પર્શ વિનાનો.

(૪) કર્ત્તા કર્મનો કર્ત્તા છે.

(૫) ભોક્તા કર્મોના ફળને ભોગવવાવાળો છે.

(૬) પોતપોતાના શરીર પ્રમાણે રહેવાવાળો.

(૭) સંસારી એટલે શરીરધારી.

(૮) સિદ્ધ અશરીરી.

(૯) સદા ઉંચે જવાના સ્વભાવવાળો.

(જેમ તુંબડીનો સ્વભાવ પાણીમાં ઉપર તરવાનો છે છતાં માટીને દોરડાથી બંધાએલ પાણીમાં ડુબે છે તેમ

જીવનો સ્વભાવ ઉપર જવાનો છે પણ રાગ દ્વેષ મોહ રૂપી કર્મ મેલથી સંસાર રૂપી સમુદ્રમાં ડુબી રહ્યો છે.

૨૮ પ્રશ્ન—જીવને જીવ શા માટે કહે છે?

ઉત્તર—જ્ઞાન દર્શન સુખ વીર્ય એ ચાર ભાવ પ્રાણ એટલે નિશ્ચય પ્રાણે કરી સદા કાળ જીવે છે, કદી નાશ પામતો નથી, તેથી તેને જીવ કહે છે.

૨૯ પ્રશ્ન--પ્રાણ કોને કહે છે?

ઉત્તર—જે વડે જીવિતવ્યને ધારણ કરે તેને પ્રાણ કહે છે. અર્થાત્ જેના સંયોગથી આ જીવ જીવન અવસ્થાને પામે છે અને વિયોગથી મરણ અવસ્થાને પામે છે તેને પ્રાણ કહે છે.

૩૦ પ્રશ્ન--પ્રાણના કેટલા પ્રકાર છે?

ઉત્તર--બે. એક દ્રવ્ય પ્રાણ ( સ્થુલ પ્રાણ ) બીજો ભાવ પ્રાણ ( સૂક્ષ્મ પ્રાણ ) દ્રવ્ય પ્રાણને વ્યવહાર પ્રાણ અને ભાવ પ્રાણને નિશ્ચય પ્રાણ પણ કહે છે.

૩૧ પ્રશ્ન--દ્રવ્ય પ્રાણના કેટલા પ્રકાર છે?

ઉત્તર—ચાર (૧) ઇંદ્રિય પ્રાણ (૨) બલ પ્રાણ (૩) શ્વાસોચ્છવાસ પ્રાણ અને (૪) આયુષ્ય પ્રાણ.

૩૨ પ્રશ્ન--દ્રવ્ય પ્રાણના વિશેષે કેટલા પ્રકાર છે?

ઉત્તર---દશ, પાંચ ઇંદ્રિય,–ત્રણ બલ,–શ્વાસોચ્છવાસ અને આયુષ્ય.

૩૩ પ્રશ્ન—પાંચ ઇંદ્રિય પ્રાણ કયા કયા છે?

ઉત્તર—(૧) સ્પર્શેંદ્રિય ( ચામડી )

(૨) રસેંદ્રિય ( જીભ )

(૩) ઘ્રાણેંદ્રિય ( નાક )
(૪) ચક્ષુરિંદ્રિય ( આંખ )
(૫) શ્રોતેંદ્રિય ( કાન )

૩૪ પ્રશ્ન—ત્રણ બલપ્રાણ કયા કયા છે ?
ઉત્તર—(૧) વિચાર કરવાની શક્તિ તે મનબલ પ્રાણ.
(૨) બોલવાની શક્તિ ને વચનબલ પ્રાણ.
(૩) શરીરની શક્તિ તે કાયબલ પ્રાણ.

૩૫ પ્રશ્ન—શ્વાસોચ્છવાસ બલપ્રાણ કોને કહે છે ?

ઉત્તર—હવાને શરીરમાં ખેંચવાની અને બહાર કાઢવાની શક્તિને શ્વાસોચ્છવાસબલ પ્રાણ કહે છે.

૩૬ પ્રશ્ન—આયુષ્યબલ પ્રાણ કોને કહે છે ?

ઉત્તર—જેના સંયોગથી એક શરીરમાં અમુક વખત રહેવાનું થાય અને જેના વિયોગથી તે શરીર છુટી જાય તેને આયુષ્ય બલપ્રાણ કહે છે.

૩૭ પ્રશ્ન—ભાવપ્રાણ અર્થાત નિશ્ચય પ્રાણના કેટલા ભેદ છે ?

ઉત્તર—ભાવપ્રાણના ચાર ભેદ છે. (૧) અનંત જ્ઞાન (૨) અનંતદર્શન (૩) અનંત સુખ (૪) અનંત વીર્ય એટલે અનંત આત્મ શક્તિ.

૩૮ પ્રશ્ન—આપણા ભાવપ્રાણમાં અને પરમાત્માના ભાવ પ્રાણમાં શું ફેર છે ?

ઉત્તર—આપણા ભાવપ્રાણ અશુદ્ધ છે અને પરમાત્માના ભાવ શુદ્ધ છે.

૩૯ પ્રશ્ન—શુદ્ધ ભાવ પ્રાણ કોને કહે છે ?

ઉત્તર—જેમાં બીલકુલ મલીનતા ન હોય અને પ્રતિપૂર્ણ હોય તેને શુદ્ધ ભાવ પ્રાણ કહે છે જેવા કે–અનંત જ્ઞાનાદિ તે અરિહંત અને સિદ્ધ ભગવાનને હોય છે.

૪૦ પ્રશ્ન—અશુદ્ધ ભાવ પ્રાણ કોને કહે છે?

ઉત્તર—જે મલીન અથવા અલ્પ હોય તેને અશુદ્ધ ભાવ પ્રાણ કહે છે તે સર્વ સંસારી જીવોને છે.

૪૧ પ્રશ્ન—ભાવ પ્રાણ અશુદ્ધ શાથી થાય છે?

ઉત્તર—હિંસા, ઇંદ્રિયોના ભોગ અને રાગ દ્વેષથી ચાર ભાવ પ્રાણ મલીન થાય છે. જેવાકે—

(૧) અનંત્ જ્ઞાન મલિન થઇ કુજ્ઞાન અથવા થોડું જ્ઞાન થવું.

(૨) અનંત દર્શન મલિન થઇ કુદર્શન અથવા થોડું દર્શન થવું.

(૩) અનંત્ આત્મિક સુખ મલિન થઇ ઇંદ્રિયોના સુખદુઃખનો અનુભવ અથવા થોડું આત્મિક સુખ થવું.

(૪) અનંત્ આત્મિક શક્તિ મલીન થઇ કુવીર્ય (હિંસા, ક્રોધાદિમાં પુરૂષાર્થ) અથવા થોડી આત્મશક્તિ થવી.

૪૨ પ્રશ્ન—જીવને દુઃખ થવાનું મૂળ કારણ શું છે?

ઉત્તર—હિંસા ઇંદ્રિયોના ભોગ અને રાગદ્વેષ કરવાથી ચાર ભાવ પ્રાણ મલીન કરી જીવ સદા દુઃખી થાય છે.

૪૩ પ્રશ્ન—જીવને સુખી થવાનું મૂળ કારણ શું છે?

ઉત્તર—જેટલા પ્રમાણમાં હિંસા ઇંદ્રિયોના ભોગ અને રાગદ્વેષ ઘટાડવામાં આવે છે તેટલા પ્રમાણમાં ચાર ભાવ

પ્રાણ શુદ્ધ થાય છે અને સુખ મળે છે. જ્યારે સર્વથા હિંસા ઇંદ્રિયોના ભોગ અને રાગદ્વેષનો ત્યાગ કરી ચાર ભાવ પ્રાણ પૂર્ણ શુદ્ધ થાય છે, ત્યારે અનંત અવિનાશી સુખ મળે છે. આજ પરમાત્મ અવસ્થા છે.

૪૪ પ્રશ્ન—શુદ્ધ જીવ એટલે પરમાત્માના નામો કયાં કયાં છે?

ઉત્તર—પરમપુરૂષ પરમેશ્વર પરમજ્યોતિ, પરમબ્રહ્મ (પ્રધાન આત્મા) અનાદિ અનંત, અવિનાશી, અજ (ફરી જન્મ ન લે તે) મુક્ત, નિરંજન–નિરાકાર, સર્વદર્શી, સર્વ શુદ્ધ અને ભગવાનઆદિ અનેક નામો શુદ્ધ જીવના છે.

૪૫ પ્રશ્ન—જીવ અજર અમર અવિનાશી કઈ અપેક્ષાએ છે?

ઉત્તર—ભાવપ્રાણ હંમેશાં જીવમાં કાયમ રહે છે જેથી કરી અજર અમર અવિનાશી છે.

૪૬ પ્રશ્ન—જીવ જન્મ મરણ કઇ અપેક્ષાએ કરે છે?

ઉત્તર—જીવ–દ્રવ્ય પ્રાણની પ્રાપ્તિથી જન્મ લે છે અને દ્રવ્ય પ્રાણના નાશથી મરણ પામે છે.

૪૭ પ્રશ્ન જીવ અજર અમર અવિનાશી છે તો કોઇ જીવને મારવામાં પાપ કેવી રીતે લાગે?

ઉત્તર—જીવને મારવાથી યા કષ્ટ દેવાથી ત્રણ પ્રકારની હિંસા થાય છે (૧) જીવને મારવાથી યા કષ્ટ દેવાથી તેના દ્રવ્ય પ્રાણને હાનિ પહોંચે છે, અને એથી તે જીવને દુઃખ થાય તે પાપ છે એ એક હિંસા.

(૨) દુઃખ થવાથી તે જીવને રાગ દ્વેષ થઈ તેના ભાવ પ્રાણ જ્ઞાનાદિ મલિન થાય છે તે બીજી ભાવ હિંસા.

(૩) બીજાને દુઃખ આપનાર પોતે હિંસા ભોગ યા ક્રોધાદિ વશ થઇ પોતાના ભાવ પ્રાણ જ્ઞાનાદિ મલિન કરી દુઃખ પાપ કર્મ એકત્ર કરે છે, તે પોતાની ભાવ હિંસા છે એટલા માટે મન વચન અને કાયાથી કોઇને દુઃખ આપવું તે પોતે દુઃખ પામવાનું જ કામ છે.

૪૮ પ્રશ્ન—હિંસા કેટલા પ્રકારે થાય છે?

ઉત્તર—હિંસા સત્તાવીશ પ્રકારે થાય છે (૧) મનથી હિંસાનું કામ કરે (૨) મનથી કરાવે (૩) મનથી ભલું જાણે (૪) વચનથી કરે (૫) વચનથી કરાવે (૬) વચનથી ભલું જાણે (૭) કાયાથી કરે (૮) કાયાથી કરાવે (૯) કાયાથી ભલું જાણે. આ નવ પ્રકાર વર્તમાન કાળથી, નવ પ્રકારભૂત (ગત) કાળથી અને નવ પ્રકાર ભવિષ્ય (આવતા) કાળથી એમ હિંસા સત્તાવીશ પ્રકારે થાય છે.

૪૯ પ્રશ્ન—અહિંસા કોને કહે છે?

ઉત્તર—સત્તાવીશ (૨૭) પ્રકારે હિંસાનો ત્યાગ તે અહિંસા છે અને અહિંસા તેજ ધર્મ છે અને તેજ સુખનું મૂળ છે માટે હંમેશાં હિંસા છોડી અહિંસા આદરવી જોઇએ.

૫૦ પ્રશ્ન—જીવને ઇંદ્રિયાદિ દ્રવ્ય પ્રાણ ક્યાં સુધી નવાં નવાં મળતાં રહે છે?

ઉત્તર—ઇંદ્રિયાદિ દશ પ્રાણની મમતા રહે છે તે માટે હિંસા વિષય રાગ દ્વેષ કરે છે. ત્યાં સુધી દ્રવ્ય પ્રાણ મળતા રહે છે ને જીવ દુઃખ ભોગવે છે.

૫૧ પ્રશ્ન—જીવદ્રવ્ય પ્રાણરહિત અશરીરી સિદ્ધ ક્યારે થાય છે?

ઉત્તર—જ્યારે જીવ દ્રવ્ય પ્રાણુની મમતા સર્વથા છોડે છે તે માટે હિંસા વિષય રાગ દ્વેષાદિ કરતો નથી. અને દશે દ્રવ્ય પ્રાણુને ધર્મ માર્ગમાં સ્થીર કરે છે. જ્યારે અ-શરીરી સિદ્ધ થાય છે. એટલા માટે દ્રવ્ય પ્રાણુની મમતા છોડી તેને ધર્મમાં જોડવા જોઈએ.

## ઉપયોગનું સ્વરૂપ.

૫૨ પ્રશ્ન—ઉપયોગી કોને કહે છે અને તેના કેટલા ભેદ છે?

ઉત્તર—જીવનો મુખ્ય ગુણ ચેતના છે, ચેતનાની પ્રવૃત્તિને ઉપયોગ કહે છે. તેના બે ભેદ છે. એક દર્શનો-પયોગ અને બીજો જ્ઞાનોપયોગ.

૫૩ પ્રશ્ન—દર્શનોપયોગ કોને કહે છે અને તેના કેટલા પ્રકાર છે?

ઉત્તર—વિશેષ જ્ઞાન થતા પહેલાં કંઈક છે એવું જાણવું તેને દર્શનોપયોગ કહે છે. તેના ચાર પ્રકાર છે (૧) ચક્ષુ દર્શન (૨) અચક્ષુ દર્શન (૩) અવધિ દર્શન અને (૪) કેવળ દર્શન કહે છે.

૫૪ પ્રશ્ન—ચક્ષુ દર્શન કોને કહે છે?

ઉત્તર—આંખોથી સામાન્ય જ્ઞાન થાય તેને ચક્ષુદર્શન કહે છે.

૫૫ પ્રશ્ન—અચક્ષુ દર્શન કોને કહે છે?

ઉત્તર—આંખો સિવાયની ચાર ઇંદ્રિયો તથા મનદ્વારા સામાન્ય જ્ઞાન થાય તેને અચક્ષુ દર્શન કહે છે.

૫૬ પ્રશ્ન—અવધિ દર્શન કોને કહે છે?

ઉત્તર—અવધિ જ્ઞાન થતા પહેલાં સામાન્ય જ્ઞાન થાય તેને અવધિ દર્શન કહે છે.

૫૭ પ્રશ્ન—કેવળદર્શન કોને કહે છે ?

ઉત્તર—કેવળજ્ઞાનની સાથે સાથે એટલે જે ક્રમ શાસ્ત્રમાં કહ્યો છે તે ક્રમ પ્રમાણે જે સામાન્ય જ્ઞાન થાય તેને કેવળ દર્શન કહે છે.

૫૮ પ્રશ્ન—જ્ઞાનોપયોગ કોને કહે છે અને તેના કેટલા ભેદ છે ?

ઉત્તર—વિશેષ જ્ઞાનને જ્ઞાનોપયોગ કહે છે અને તેના આઠ ભેદ છે, તેમાં પાંચ જ્ઞાન છે અને ત્રણ અજ્ઞાન છે.

૫૯ પ્રશ્ન—પાંચ જ્ઞાન કયાં કયાં છે ?

ઉત્તર—(૧) મતિ જ્ઞાન (૨) શ્રુત જ્ઞાન (૩) અવધિ-જ્ઞાન (૪) મનઃપર્યવ જ્ઞાન અને (૫) કેવળ જ્ઞાન.

૬૦ પ્રશ્ન—ત્રણ અજ્ઞાન કયાં કયાં છે ?

ઉત્તર—(૧) મતિ અજ્ઞાન અથવા કુમતિ જ્ઞાન (૨) શ્રુત અજ્ઞાન અથવા કુશ્રુત જ્ઞાન અને (૩) વિભંગ જ્ઞાન.

૬૧ પ્રશ્ન—મતિજ્ઞાન કોને કહે છે ?

ઉત્તર—ઇંદ્રિય અને મનદ્વારા જે જ્ઞાન થાય તેને મતિ જ્ઞાન કહે છે. જેમ આ ચોપડી જોઈને કહે આ ચોપડી છે.

૬૨ પ્રશ્ન—શ્રુત જ્ઞાન કોને કહે છે ?

ઉત્તર—મતિ જ્ઞાનથી જાણેલા પદાર્થના સંબંધથી તે તે પદાર્થને અગર બીજા કોઇ પણ પદાર્થને વિશેષ જાણવો તેને શ્રુત જ્ઞાન કહે છે, જેમ આ ચોપડી અમુક છે તેમાં જીવ અજીવાદિ તત્વોનું જ્ઞાન શીખવાના પ્રશ્ન અને ઉત્તર

છે, તે મોઢે કરી સમજવાથી સત્ય જ્ઞાન થાય છે તેવું ચારિત્ર થતાં મોક્ષ મળે છે એ શ્રુત જ્ઞાન.

૬૩ પ્રશ્ન—અવધિજ્ઞાન કોને કહે છે?

ઉત્તર—દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવની મર્યાદાપૂર્વક [ કોઇ એક હદ સુધી] રૂપી પદાર્થને સ્પષ્ટ જાણે તેને અવધિ જ્ઞાન કહે છે.

૬૪ પ્રશ્ન—મનઃપર્યવ જ્ઞાન કોને કહે છે?

ઉત્તર—દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવની મર્યાદાથી બીજાના મનમાં રહેલા રૂપી પદાર્થોને અર્થાત્ ભાવોને જાણવાવાળા જ્ઞાનને મનઃપર્યવ જ્ઞાન કહે છે.

૬૫ પ્રશ્ન—કેવળ જ્ઞાન કોને કહે છે?

ઉત્તર—ત્રણે કાળમાં થવાવાળી હાલતો (પર્યાયો) સહિત સમસ્ત પદાર્થોને એકી સાથે (યુગવત્) જાણવાવાળા જ્ઞાનને કેવળ જ્ઞાન કહે છે.

૬૬ પ્રશ્ન—મતિ અજ્ઞાન, શ્રુત અજ્ઞાન અને વિભંગ જ્ઞાન કોને કહે છે?

ઉત્તર—પહેલાના ત્રણ જ્ઞાન મિથ્યાત્વ હોય ત્યાં સુધી અજ્ઞાન કહેવાય છે, અને સમકિત ગુણ પ્રગટ થાય ત્યારે અજ્ઞાન મટી જ્ઞાન થાય છે.

૬૭ પ્રશ્ન—સમકિત કોને કહે છે?

ઉત્તર—જીવ, અજીવાદિ, તત્વોને દ્રવ્ય, ગુણ, પર્યાય, સામાન્ય વિશેષ, વ્યવહાર, નિશ્ચય, નય, પ્રમાણદ્વારા જાણી પોતાની આત્માના શુદ્ધ સ્વરૂપનો અનુભવ કરે, પર વસ્તુ શરીર ધન ભોગાદિને પોતાથી જુદાં જાણે અનુભવે તેને મુખ્ય રીતે સમકિત કહે છે.

૬૮ પ્રશ્ન—મિથ્યાત્વ કોને કહે છે?

ઉત્તર—જેથી કરી જીવ પોતાની શુદ્ધ આત્માનો અનુભવ ન કરે, આત્મિક સુખ ન જાણે તેને મિથ્યાત્વ કહે છે?

૬૯ પ્રશ્ન—જ્ઞાનના બીજા કેટલા પ્રકાર છે?

ઉત્તર—બે. એક પ્રત્યક્ષ અને બીજો પરોક્ષ.

૭૦ પ્રશ્ન—પરોક્ષ જ્ઞાન કોને કહે છે?

ઉત્તર—જે ઇંદ્રિયાદિ બીજા પદાર્થોની સહાય્યથી જાણે તેને પરોક્ષ જ્ઞાન કહે છે, તે મતિ જ્ઞાન અને શ્રુત જ્ઞાન બે છે.

૭૧ પ્રશ્ન—પ્રત્યક્ષ જ્ઞાનના કેટલા ભેદ છે?

ઉત્તર—બે. દેશ પ્રત્યક્ષ અને સકલ પ્રત્યક્ષ.

૭૨ પ્રશ્ન—દેશ પ્રત્યક્ષ કોને કહે છે?

ઉત્તર—જે ઇંદ્રિયાદિ બીજા પદાર્થની મદદ વિના રૂપી પદાર્થને સ્પષ્ટ જાણે. આમાં ઇંદ્રિયાદિની મદદ નથી તે પ્રત્યક્ષપણું અને મનની મદદ છે તથા કેવળ રૂપી પદાર્થ જાણે છે, અરૂપી નથી જાણતા તે દેશપણું, આમાં અવધિ જ્ઞાન ને મનઃપર્યવ જ્ઞાન છે. (દેશ એટલે સંપૂર્ણ વસ્તુના એક ભાગને દેશ કહે છે)

૭૩ પ્રશ્ન—સકલ પ્રત્યક્ષ એટલે કેવળ જ્ઞાન કોને કહે છે?

ઉત્તર—જે કોઇની મદદ વિના કેવળ આત્માથીજ રૂપી અરૂપી સમસ્ત પદાર્થોની, ભૂત, વર્તમાન અને ભવિષ્યની સર્વ અવસ્થાઓ (પર્યાયો)ને સ્પષ્ટ એકી સાથે જાણે તેને સકલપ્રત્યક્ષ કેવળજ્ઞાન કહે છે. આજ આપણી આત્માનો શુદ્ધ ગુણ છે અને તે પ્રગટ કરવો જોઇએ.

## નયનું સ્વરૂપ.

૭૪ પ્રશ્ન—નય કોને કહે છે?

ઉત્તર—વસ્તુના એક અંશ-એક વિભાગને જાણવા-વાળા જ્ઞાનને નય કહે છે.

૭૫ પ્રશ્ન—નયના બીજા નામો શું છે?

ઉત્તર—અભિપ્રાય, આશય, અપેક્ષા, અંશ, વિભાગ આદિ અનેક નામો નયના છે.

૭૬ પ્રશ્ન—પ્રમાણ કોને કહે છે?

ઉત્તર—સમ્યગ્જ્ઞાનને પ્રમાણ કહે છે.

## સવૈયા એકતીસા.

વસ્તુ હૈ અનંત ધર્મી, તામૈ એક ધર્મ;
નવ સરવ ધરમ ગ્રાહી, પરમાણ માને હૈં ।૧।

ભાવાર્થ—હરેક વસ્તુ એટલે પદાર્થમાં અનંત ધર્મ એટલે ગુણ છે તેમાં કોઇ ખાસ ગુણ લઈ વિચાર કરવો તે નય અને બધા ધર્મ ગુણયુક્ત પદાર્થ વિચારવા તે પ્રમાણ છે.

૭૭ પ્રશ્ન—નય પ્રમાણ ઉપર એક દૃષ્ટાંત કહો?

ઉત્તર—જેમ હાથી છે તેને જન્મના આંધળા માણસો જોવા ગયા ને હાથ ફેરવી બોલે છેઃ—

૧ પગ પકડનાર કહે હાથી થાંભલા જેવો છે.

૨ પીઠ પકડનાર કહે હાથી ઓટલા જેવો છે.

૩ દંતુશળ પકડનાર કહે હાથી સાંબેલા જેવો છે.

૪ કાન પકડનાર કહે હાથી સુપડા જેવો છે, ઇત્યાદિ.

આ બધા હાથીના આખા શરીરના ભાગ છે, જો બધા ભાગ ભેળા કરે તો સાચો હાથી થાય. તેને પ્રમાણ સત્ય જ્ઞાન કહે છે.

૭૮ પ્રશ્ન—સત્ય નય કોને કહે છે ?

ઉત્તર—જે અપેક્ષાથી વિષય વિચારે અથવા કહે તે સિવાયની બીજી બધી અપેક્ષાઓને યથાયોગ્ય સ્થાને સ્વીકાર કરે તે સત્ય નય છે. એટલે સત્યનય સાપેક્ષ (બીજા નયોની અપેક્ષા સહિત) છે. સત્ય નયવાળાનું જ્ઞાન સમ્યગ્ જ્ઞાન છે.

૭૯ પ્રશ્ન—મિથ્યા નય કોને કહે છે ?

ઉત્તર—જે અપેક્ષાથી વિષય વિચારે અથવા કહે તે શિવાયની બીજી બંધી અપેક્ષાઓને યથાયોગ્ય સ્થાને સ્વીકાર ન કરે તે મિથ્યા નય છે, એટલે મિથ્યા નય નિરપેક્ષ [બીજા નયોની અપેક્ષારહિત] છે. મિથ્યા નયવાળાનું જ્ઞાન મિથ્યા જ્ઞાન—કુજ્ઞાન છે.

૮૦ પ્રશ્ન—નયના કેટલા પ્રકાર છે ?

ઉત્તર—નયના મુખ્ય બે પ્રકાર છે. એક વ્યવહાર નય અને બીજો નિશ્ચય નય.

૮૧ પ્રશ્ન—વ્યવહારનય કોને કહે છે ?

ઉત્તર—બીજાના નિમિત્તથી એક પદાર્થને બીજા પદાર્થ રૂપ જાણવાવાળા જ્ઞાનને વ્યવહાર નય કહે છે. જેવી રીતે માટીના ઘડાને ઘીના નિમિત્તથી ઘીનો ઘડો કહે જીવને કર્મના નિમિત્તથી દેવ, મનુષ્ય, તિર્યંચ રૂપ કહે.

૮૨ પ્રશ્ન—વ્યવહાર નયના કેટલા ભેદ છે ?

ઉત્તર—બે. એક સદ્‌ભૂત વ્યવહાર નય, અને બીજો અસદ્‌ભૂત વ્યવહાર નય.

૮૩ પ્રશ્ન—સદ્‌ભૂત વ્યવહાર નય કોને કહે છે?

ઉત્તર—સદ્‌ભૂત એટલે સત્ય, એક અખંડ વસ્તુને ભેદ રૂપ ગ્રહણ કરવાવાળા જ્ઞાનને સદ્‌ભૂત વ્યવહાર નય કહે છે. જેવી રીતે જીવના કેવળજ્ઞાન, કેવળ દર્શનાદિ.

૮૪ પ્રશ્ન—અસદ્‌ભૂત વ્યવહાર નય કોને કહે છે?

ઉત્તર—અસદ્‌ભૂત એટલે અસત્ય, ખોટી, જે ભિન્ન પદાર્થોને એક રૂપ ગ્રહણ કરે. જેવી રીતે શરીર, ધન, પરીવારને પોતાના માને.

૮૫ પ્રશ્ન—નિશ્ચય નય કોને કહે છે?

ઉત્તર—વસ્તુના કોઈપણ સત્ય (યથાર્થ) અંશને ગ્રહણ કરવાવાળા જ્ઞાનને નિશ્ચય નય કહે છે, શુદ્ધ જ્ઞાન દર્શન આદિ ગુણ યુક્તને જીવ કહે.

૮૬ પ્રશ્ન—નિશ્ચય નયના કેટલા પ્રકાર છે?

ઉત્તર—બે. એક શુદ્ધ નિશ્ચય નય અને બીજો અશુદ્ધ નિશ્ચય નય.

૮૭ પ્રશ્ન—શુદ્ધ નિશ્ચય નય કોને કહે છે?

ઉત્તર—જે બીજા બધા નિમિત્ત રહીત વસ્તુના શુદ્ધ સ્વરૂપ ગ્રહણ કરે. જેવી રીતે કર્માદિ સંયોગ રહિત જીવનું લક્ષણ શુદ્ધ જ્ઞાન, શુદ્ધ દર્શનાદિ.

૮૮ પ્રશ્ન—અશુદ્ધ નિશ્ચય નય કોને કહે છે?

ઉત્તર—બીજાના નિમિત્તથી વસ્તુના મૂળ ગુણનું વિકારી અર્થાત્ દૂષિત થવુ. જેવી રીતે સંસારી જીવને કર્મના નિમિત્તથી કેવળ જ્ઞાનને બદલે અલ્પ જ્ઞાન અથવા મિથ્યા જ્ઞાન થવું. આત્મિક સુખને બદલે ઇંદ્રિયોદ્વારા સુખ દુઃખનો અનુભવ

કરવો. રાગ, દ્વેષ, ક્રોધ, લોભ, મોહાદિ કરવાવાળાને જીવ કહેવો તે અશુદ્ધ નિશ્ચય નય છે.

૮૯ પ્રશ્ન—નયનું જ્ઞાન કરવાથી શું લાભ?

ઉત્તર—નય એટલે આશય, અપેક્ષા, અભિપ્રાય છે. જે સાચો આશય સમજે છે તેનું જ સાચું જ્ઞાન છે. અને સાચું જ્ઞાન હોય તે જ સાચો રસ્તો (સચ્ચારિત્ર) પામે છે અને તેનું ફળ અનંત સુખ મળે છે. નય જ્ઞાનનું ફળ સમ્યગ્ જ્ઞાન, સમ્યગ્ જ્ઞાનનુ ફળ સમભાવ, સમભાવનું ફળ રાગ દ્વેષ રહિત આત્મિક સુખ અને આત્મિક સુખનું ફળ મોક્ષ છે, એટલા માટે નયનું જ્ઞાન પરમ હિતકારી છે.

૯૦ પ્રશ્ન—નયનું જ્ઞાન ન કરવાથી શું હાનિ છે?

ઉત્તર—નય એટલે અપેક્ષા જાણ્યા વિના જીવને મિથ્યા જ્ઞાન અને ચારિત્ર રહે છે અને રાગ દ્વેષ, કલહ, હઠ, કદાગ્રહ, મતાગ્રહ, અંધશ્રદ્ધા આદિ દોષોનું સેવન કરી અનંત દુઃખને પામે છે.

૯૧ પ્રશ્ન—શાસ્ત્રમાં નયનું જ્ઞાન કરવા માટે શું કહેલ છે?

ઉત્તર—प्रमाण नयै रधिगमः પ્રમાણ અને નયદ્વારા જ સત્ય જ્ઞાન થઇ શકે છે.

શિક્ષા—એટલા માટે નય પ્રમાણનું જ્ઞાન કરવું બહુ જરૂરી છે.

## રૂપી અરૂપીનું સ્વરૂપ.

૯૨ પ્રશ્ન—રૂપી એટલે શું?

ઉત્તર—(૧) જેનામાં રૂપ રસ ગંધ સ્પર્શ હોય તે રૂપી.

(૨) જે ઇંદ્રિયથી જાણી શકાય તે રૂપી.

૯૩ પ્રશ્ન—અરૂપી એટલે શું ?

ઉત્તર—(૧) જેનામાં રૂપ રસ ગંધ સ્પર્શ ન હોય તે અરૂપી.

૯૪ પ્રશ્ન—જીવ રૂપી છે કે અરૂપી ?

ઉત્તર—(૧) નિશ્ચય નયથી એટલે શુદ્ધ સત્ય સ્વરૂપ વિચારતાં જીવ અરૂપી છે. જ્ઞાન દર્શન સુખ વીર્યાદિ ગુણના સમૂહ રૂપ છે.

(૨) વ્યવહાર નયથી એટલે કર્મના સંયોગથી બનેલ અશુદ્ધ અવસ્થા વિચારતાં જીવ કર્મથી બંધાએલ હોઇ રૂપી છે, શરીરધારી છે.

૯૫ પ્રશ્ન—કર્મ બંધ એટલે શું ?

ઉત્તર—રાગ, દ્વેષ, મોહ કરવાથી કાર્મણ વર્ગણા નામના એક જાતના સૂક્ષ્મ પુદ્‌ગલો આત્માના પ્રદેશમાં એકમેક મળી જાય તેને કર્મ બંધ કહે છે.

૯૬ પ્રશ્ન—આ જગતમાં રૂપી તત્ત્વો કેટલા છે ?

ઉત્તર—જગતમાં એક પુદ્‌ગલ માત્ર રૂપી છે બાકી બધા તત્ત્વો અરૂપી છે.

૯૭ પ્રશ્ન—પુદ્‌ગલ એટલે શું ?

ઉત્તર—પુદ્ એટલે મળવું, ગલ એટલે ગળી જવું, વિખરવું, જેનો ગુણ મળવાનો અને વિખરવાનો છે તેને પુદ્‌ગલ કહે છે.

૯૮ પ્રશ્ન—પુદ્‌ગલ દ્રવ્ય કયા કયા છે ?

ઉત્તર—જેનામાં રૂપ, રસ, ગંધ, સ્પર્શ છે જે કોઇ પણ ઇંદ્રિયથી જાણી શકાય છે, તે સર્વ પુદ્‌ગલ છે. જેવા કે—

(૧) કાનથી સંભળાતા બધા શબ્દ પુદ્દગલ છે. નિંદા પ્રશંસાના શબ્દો સંગીત વાતચીત વિગેરે.

(૨) આંખથી દેખાતા બધા પદાર્થ પુદ્ગલ છે. શરીર, કપડાં, મકાન, ધન વિગેરે.

(૩) નાકથી લેવાતી બધી ગંધ પુદ્દગલ છે.

(૪) જીભથી લેવાતા બધા સ્વાદ પુદ્ગલ છે.

(૫) ચામડીથી અનુભવાતા બધા સ્પર્શ પુદ્ગલ છે.

શિક્ષા—આ વસ્તુઓનો ગુણ જ મળવા વિખરવાનો છે. આને કોઇ કાયમ રાખી શકતું નથી માટે દરેક સંયોગમાં સમભાવ રાખવો. હર્ષ, શોક કરવો નહિ. પુદ્ગલ પોતાથી ભિન્ન અનુભવે તે સમદૃષ્ટિ એટલે સમભાવી થાય.

આ સિવાય એવા પણ સૂક્ષ્મ એટલે ઇંદ્રિયોથી જણાવાનો ગુણ છે પણ બહુ બારીક હોઇ જાણી શકતા નથી એવા પુદ્દગલ ઘણા છે જેવા કે આત્માને લાગેલ આઠ કર્મના પુદ્દગલ વિગેરે.

૯૯ પ્રશ્ન—પુદ્દગલમાં વર્ણાદિ ગુણ કેટલા છે?

ઉત્તર—પુદ્દગલમાં વર્ણાદિ મુખ્ય ગુણ વીશ છે. પાંચ વર્ણ, બે ગંધ, પાંચ રસ અને આઠ સ્પર્શ.

૧૦૦ પ્રશ્ન—વર્ણ, ગંધ, રસ અને સ્પર્શના વીશ જ પ્રકાર શા માટે, વધારે ઓછા કેમ નહિ?

ઉત્તર—નિશ્ચય નયથી એટલે સત્ય સ્વરૂપ વિચારતાં વર્ણાદિ દરેક ગુણના અનંત પ્રકાર છે કારણ ઓછા વધતા પ્રમાણથી તે થઇ શકે છે. પરંતુ સામાન્ય રીતે તે ઓળખાવવા શાસ્ત્રકારે વીશ પ્રકાર પાડયા છે.

૧૦૧ પ્રશ્ન—વર્ણ કોને કહે છે?

ઉત્તર—ખાસ રૂપ અથવા રંગને વર્ણ કહે છે તેના પાંચ પ્રકાર છે. (૧) કાળો, (૨) લીલો, (૩) લાલ, (૪) પીળો અને (૫) સફેદ. કાળા રંગથી પછીના રંગ એક એકથી સારા ગણાય છે.

૧૦૨ પ્રશ્ન—ગંધના કેટલા પ્રકાર છે?

ઉત્તર—ગંધના બે પ્રકાર છે (૧) સુગંધ (સારી વાસ) (૨) દુર્ગંધ (ખરાબ વાસ.)

૧૦૩ પ્રશ્ન—રસ કોને કહે છે!

ઉત્તર—સ્વાદને રસ કહે છે, તેનાં પાંચ પ્રકાર છે, (૧) કડવો, (૨) તીખો (૩) કષાયલો (૪) ખાટો અને (૫) મીઠો. કડવા રસથી પછીના રસ એક એકથી સારા ગણાય છે.

૧૦૪ પ્રશ્ન—સ્પર્શના કેટલા પ્રકાર છે?

ઉત્તર—આઠ (૧) શીત (ટાઢો) (૨) ઉષ્ણ (ઉનો) (૩) લુખો, (૪) ચીકણો, (૫) કઠણ (૬) કોમળ (૭) ભારી અને હલકો, (શીત, લુખો, કઠણ, અને ભારી એ ચાર સ્પર્શ અશુભ અને ઉષ્ણ, ચીકણો, કોમળ અને હલકો એ ચાર સ્પર્શ શુભ ગણાય છે.)

૧૦૫ પ્રશ્ન—જીવ કર્તા કોનો છે?

ઉત્તર—(૧) જીવ વ્યવહાર નયથી જ્ઞાનાવરણાદિ આઠ દ્રવ્ય કર્મ (પુદ્‌ગલકર્મ)નો કર્તા છે.

(૨) અશુદ્ધ નિશ્ચય નયથી અશુદ્ધ ચૈતન્ય રૂપ રાગ, દ્વેષ, મોહાદિ ભાવ કર્મનો કર્તા છે.

(૩) શુદ્ધ નિશ્ચય નયથી શુદ્ધ ચૈતન્ય ભાવ અનંત જ્ઞાનાદિ ગુણોનો કર્તા છે.

૧૦૬ પ્રશ્ન—કર્મના કેટલા પ્રકાર છે?

ઉત્તર—ત્રણ (૧) દ્રવ્ય કર્મ (૨) ભાવ કર્મ અને (૩) નો કર્મ.

૧૦૭ પ્રશ્ન—દ્રવ્ય કર્મ કોને કહે છે?

ઉત્તર—રાગ, દ્વેષ, મોહાદિના વિચારો [પરિણામો]થી જે કર્મ વર્ગણા રૂપી પુદ્ગલોનો સંબંધ જીવ સાથે થાય તેને કર્મ કહે છે, તથા તેને પુદ્ગલ કર્મ પણ કહે છે.

૧૦૮ પ્રશ્ન—ભાવ કર્મ કોને કહે છે?

ઉત્તર—જે રાગ દ્વેષ મોહાદિના ભાવો તેને ભાવ કર્મ કહે છે.

૧૦૯ પ્રશ્ન—દ્રવ્ય કર્મના કેટલા ભેદ છે?

ઉત્તર—આઠ ભેદ છે–(૧) જ્ઞાનાવરણ (૨) દર્શનાવરણ (૩) મોહનીય (૪) અંતરાય. આચાર કર્મને ઘાતિ કર્મ કહે છે. (૫) વેદનીય (૬) આયુ (૭) નામ અને (૮) ગોત્ર. આ ચાર કર્મને અઘાતી કર્મ કહે છે.

૧૧૦ પ્રશ્ન—ઘાતીયા કર્મ એટલે શું?

ઉત્તર—આત્માના મુખ્ય ચાર ગુણ=જ્ઞાન, દર્શન, સુખ અને વીર્યની ઘાત કરે તેને ઘાતીયા કર્મ કહે છે.

૧૧૧ પ્રશ્ન—અઘાતિયા કર્મ એટલે શું?

ઉત્તર—જે આત્માના મુખ્ય ગુણની ઘાત ન કરે તે અઘાતીયા કર્મ.

૧૧૨ પ્રશ્ન—ચાર ઘાતીયા કર્મ જીવના કયા કયા ગુણનો ઘાત કરે છે?

ઉત્તર—(૧) જ્ઞાનાવરણ કર્મ જીવના જ્ઞાન ગુણનો ઘાત કરે.

(૨) દર્શનાવરણ કર્મ જીવના દર્શન ગુણનો ઘાત કરે.

(૩) મોહનીય કર્મ જીવના સમકિત અને ચારિત્ર ગુણનો ઘાત કરે.

(૪) અંતરાય કર્મ જીવના દાન લાભ ભોગ ઉપભોગ અને વીર્ય એ પાંચ ગુણનો ઘાત કરે છે.

૧૧૩ પ્રશ્ન—ચાર અઘાતિયા કર્મ શું ફળ આપે છે ?

ઉત્તર—(૧) વેદનીય કર્મના ઉદયથી સુખ અથવા દુઃખ મળે. અવ્યાબાધ સુખની ઘાત કરે.

(૨) આયુ કર્મ–નરક, તીર્યંચ, મનુષ્ય, દેવના શરીરમાં રોકી રાખે. અટલ અવગાહ ગુણની ઘાત કરે.

(૩) નામ કર્મ–જીવને મનુષ્યાદિ ગતિ, ઇંદ્રિય શરીર, અંગોપાંગ, શરીરનો આકાર, શરીરની મજબુતાઇ, નિંદા, સ્તુતિ આદિ પ્રાપ્ત કરાવે તેને નામ કર્મ કહે છે. અરૂપી ગુણની ઘાત કરે.

(૪) ગોત્ર કર્મના ઉદયથી ઉંચ નીચ કૂળ (જાત)માં જન્મ થાય. અગુરૂ લઘુ ગુણની ઘાત કરે.

૧૧૪ પ્રશ્ન—ઉંચ કૂળ કોને કહે છે ?

ઉત્તર—શિક્ષા અને આચરણ ઉત્તમ હોય.

૧૧૫ પ્રશ્ન—નીચ કૂળ કોને કહે છે ?

ઉત્તર—શિક્ષા અને આચરણ ખરાબ હોય.

૧૧૬ પ્રશ્ન—નો કર્મ કોને કહે છે ?

ઉત્તર—દ્રવ્ય કર્મના ફળ, શરીર ધન, ભોગ સુખ દુઃખાદિને નોકર્મ કહે છે.

૧૧૭ પ્રશ્ન—"નો" એટલે શું ?

ઉત્તર—નો શબ્દના અનેક અર્થ છે તેમાં મુખ્ય ત્રણ અર્થ છે.

( ૧ ) નો-એટલે કિંચિત્ થોડું, નો કર્મ જે કર્મનું ફળ છે જેથી અલ્પ અંશે કર્મ ગણાય છે.

( ૨ ) નો-નકારના અર્થમાં, નો સંયમ-સંયમ નહિ તે.

( ૩ ) નો-સહાય્ય અર્થમાં, નો કષાય-તે હાસ્ય, ભય આદિનો કષાય છે કારણ લોભ ક્રોધાદિ કષાયને ઉત્પન્ન કરનાર સહાય્યક છે.

૧૧૮ પ્રશ્ન—જીવ કોનો કોનો ભોક્તા છે ?

ઉત્તર—(૧) વ્યવહાર નય એટલે અશુદ્ધ અવસ્થાએ કરી જીવ જ્ઞાનાવરણાદિ દ્રવ્ય કર્મ તથા શરીરાદિનો-કર્મનો ભોક્તા છે.

(૨) શુદ્ધ નિશ્ચય નયે એટલે સત્ય શુદ્ધ સ્વરૂપ વિચારતાં આત્મા પોતાના શુદ્ધ જ્ઞાન દર્શનાદિ ભાવોનો જ ભોક્તા છે.

(૩) અશુદ્ધ નિશ્ચય નય એટલે મૂળ ગુણના વિકારની અપેક્ષાએ રાગ દ્વેષ મોહાદિ અશુદ્ધ ભાવોનો ભોક્તા છે.

૧૧૯ પ્રશ્ન—જીવની લંબાઇ પહોળાઈ કેવડી છે ?

ઉત્તર—(૧) વ્યવહાર નયે એટલે કર્મ સંયોગથી બનેલ અશુદ્ધ અવસ્થાને લીધે જીવ સંકોચ વિસ્તાર પામવાના ગુણવાળો હોઇ સમુદ્‌ઘાત સિવાય નાના અગર મોટા

પ્રાપ્ત થયેલ શરીર પ્રમાણુ જીવ રહે છે. જેવી રીતે દીવાનું અજવાળું નાના ઘરમાં નાનુ ને મોટામાં મોટું દેખાય છે.

(૨) નિશ્ચય નયથી લોકોની બરાબર અસંખ્ય પ્રદેશવાળો છે.

૧૨૦ પ્રશ્ન—સમુદ્દઘાત કોને કહે છે ?

ઉત્તર—મુળ શરીર છોડયા વિના જીવના પ્રદેશોનું બહાર નીકળવું તેને સમુદ્દઘાત કહે છે.

૧૨૧ પ્રશ્ન—સમુદંઘાતના કેટલા ભેદ છે ?

ઉત્તર—સાત્ત ભેદ છે. (૧) વેદનીય, (૨) કષાય (૩) મરણાંતિય, (૪) વૈક્રિય, (૫) આહારક (૬) તેજસ અને (૭) કેવળ સમુદ્દ્ઘાત.

૧૨૨ પ્રશ્ન—જીવના કેટલા પ્રકાર છે ?

ઉત્તર—બે. એક સંસારી, બીજો સિદ્ધ.

૧૨૩ પ્રશ્ન—સંસારી જીવ કોને કહે છે ?

ઉત્તર—જે અશુદ્ધ હોય, કર્મ સહિત હોય, શરીરધારી હોય તેને સંસારી કહે છે.

૧૨૪ પ્રશ્ન—સિદ્ધ જીવ એટલે પરમાત્મા કોને કહે છે ?

ઉત્તર—જે શુદ્ધ હોય, કર્મ રહિત હોય, અને અશરીરી હોય, તે જીવને સિદ્ધ કહે છે.

૧૨૫ પ્રશ્ન—સંસારી જીવના કેટલા ભેદ છે ?

ઉત્તર—બે. સ્થાવર જીવ અને ત્રસ જીવ.

૧૨૬ પ્રશ્ન—સ્થાવર જીવ કોને કહે છે ?

ઉત્તર—(૧) જે પોતાની ઇચ્છાથી હલનચલન ક્રિયા ન કરે તેને સ્થાવર જીવ કહે છે.

(૨) જે સ્થાવર નામ કર્મના ઉદયથી પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિમાં જન્મ લે તે જીવોને સ્થાવર જીવ કહે છે. તેમને એક સ્પર્શ ઇંદ્રિય જ કેવળ શરીર જ છે.

૧૨૭ પ્રશ્ન—ત્રસ જીવ કોને કહે છે?

ઉત્તર—(૧) જે ઇચ્છાપૂર્વક દુઃખથી બચવા અને સુખ મેળવવા પ્રયત્ન કરે, દુઃખ પડતાં પ્રગટ રૂપે ત્રાસ પામે તેને ત્રસ જીવ કહે છે.

(૨) ત્રસ નામ કર્મના ઉદયથી જે બે ઇદ્રિય, તેઇંદ્રિય, ચૌરેંદ્રિય તથા પંચેદ્રિય શરીરમાં ઉત્પન્ન થાય તેને ત્રસ જીવ કહે છે.

૧૨૮ પ્રશ્ન-ત્રસ જીવોને કઈ કઇ ઇંદ્રિયો હોય છે?

ઉત્તર—(૧) બેઇંદ્રિય જીવને શરીર અને મોઢું હોય છે તે પોરા, કીડા, અલસીઆ, શંખ, જળો, વિગેરે.

(૨) તેઇંદ્રિય જીવને શરીર, મોઢું અને નાક હોય છે તે કીડી, મકોડા, માકડ, જું, લીખ વિગેરે.

(૩) ચૌરેંદ્રિય જીવને શરીર, મોઢું, નાક અને આંખ હોય છે તે માખી, મચ્છર, ભમરા, પતંગીઆ વિગેરે.

(૪) પંચેંદ્રિય જીવને શરીર, મોઢું, નાક, આંખ અને કાન હોય છે તે મનુષ્ય, પશુ, પક્ષી, જલચર (માછલા વિગેરે) દેવ અને નારકી વિગેરે.

૧૨૯ પ્રશ્ન—ત્રસ સ્થાવર જીવોના ચૌદ ભેદ કયા કયા છે?

ઉત્તર—(૧) સૂક્ષ્મ એકેંદ્રિય (૨) બાદર એકેંદ્રિય (૩) બેઇંદ્રિય (૪) તેઇંદ્રિય (૫) ચૌરેંદ્રિય (૬) અસંજ્ઞી પંચેદ્રિય (૭) સંજ્ઞી પંચેંદ્રિય, આ સાત જાતિના જીવ

પર્યાપ્તા અને અપર્યાપ્તા બંને પ્રકારના છે જેથી ચૌદ ભેદ થયા.

૧૩૦ પ્રશ્ન-સૂક્ષ્મ કોને કહે છે ?

ઉત્તર—જે પૃથ્વી આદિ પદાર્થોથી પોતે રોકાય નહિ અને બીજાને રોકે નહિ તથા આંખથી જોઇ શકાય નહિ તેને સૂક્ષ્મ કહે છે.

૧૩૧ પ્રશ્ન-બાદર કોને કહે છે ?

ઉત્તર-પૃથ્વી આદિ પદાર્થોથી જે રોકાઇ જાય તથા બીજાને રોકે તેને બાદર કહે છે.

૧૩૨ પ્રશ્ન-સૂક્ષ્મ બાદર શરીરધારી જીવ કયાં છે ?

ઉત્તર-કેવળ એક એકેંદ્રિય જીવોમાંજ સૂક્ષ્મ અને બાદર બંન્ને જાતના જીવો છે, બાકી બધા જીવો એક બાદર શરીરધારી જ છે.

૧૩૩ પ્રશ્ન-સૂક્ષ્મ જીવો કયાં છે ?

ઉત્તર-લોકમાં સર્વે સ્થાને ( એક રજ પ્રમાણ જગ્યા પણ કયાંઇ ખાલી નથી ) તે સૂક્ષ્મ પૃથ્વી, સૂક્ષ્મ પાણી, સૂક્ષ્મ અગ્નિ, સૂક્ષ્મ વાયુ, અને સૂક્ષ્મ વનસ્પતિના જીવો ભરેલા છે.

૧૩૪ પ્રશ્ન-સૂક્ષ્મ જીવોનું આયુષ્ય કેટલું હોય છે ?

ઉત્તર-થોડામાં થોડું આયુષ્ય હોય તો બે ઘડીમાં ( અડતાલીસ મીનીટ ) વનસ્પતિના જીવો, ૬૫૫૩૬ વાર જન્મ મરણ કરે છે. આ જીવોને જન્મ મરણનું અનંત દુઃખ સદા ભોગવવું પડે છે.

શિક્ષા-જે જીવ મિથ્યાત્વ, અજ્ઞાન, હિંસા, વિષ કષાયનુ સેવન કરે છે તે આવી જીવાયોનીમાં અનંત

સુધી નિરંતર જન્મ મરણના દુઃખો ભોગવે છે જે ઉપરના દોષો છોડે છે તેને આવાં દુઃખો કદી ભોગવવાં પડતા નથી.

૧૩૫ પ્રશ્ન–સંજ્ઞી જીવો કોને કહે છે?

ઉત્તર–દીર્ઘ કાલિક સંજ્ઞા જેને હોય તે અર્થાત જેને મન હોય તેને સંજ્ઞી કહે છે.

૧૩૬ પ્રશ્ન–સંજ્ઞી-અસંજ્ઞી જીવ કયા કયા છે?

ઉત્તર–એક માત્ર પંચેન્દ્રિયમાં સંજ્ઞી મન સહિત અને અસંજ્ઞી મન રહિત બંન્ને જાતનાં જીવ છે બાકી બધા જીવો અસંજ્ઞી–મન રહિત જ છે.

૧૩૭ પ્રશ્ન–પર્યાપ્તિ કોને કહે છે?

ઉત્તર–આહારના પુદ્ગલોને શરીર, ઇન્દ્રિય, અને શ્વાસોચ્છવાસ રૂપ પરિણમાવે, ભાષા વર્ગણાના પુદ્ગલોને વચન રૂપ પરિણમાવે અને મન વર્ગણાના પુદ્ગલને દ્રવ્ય મન રૂપ પરિણમાવે, તેવી જીવની શક્તિની પૂર્ણતાને પર્યાપ્તિ કહે છે.

૧૩૮ પ્રશ્ન–પર્યાપ્તિના કેટલા પ્રકાર છે?

ઉત્તર–૭ (૧) આહાર પર્યાપ્તિ, (૨) શરીર પર્યાપ્તિ (૩) ઇંદ્રિય પર્યાપ્તિ, (૪) શ્વાસોચ્છવાસ પર્યાપ્તિ (૫) ભાષા પર્યાપ્તિ, (૬) મન પર્યાપ્તિ.

૧૩૯ પ્રશ્ન–કયા જીવોમાં કેટલી પર્યાપ્તિ હોય છે?

ઉત્તર–એકેંદ્રિયમાં આહાર, શરીર, ઇંદ્રિય, અને શ્વાસોચ્છવાસ એ ચાર પર્યાપ્તિ હોય છે. બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચૌરેંદ્રિય અને અસંજ્ઞી પંચેંદ્રિયમાં મન વિના પાંચ પર્યાપ્તિ હોય છે. સંજ્ઞી પંચેંદ્રિયમાં છએ પર્યાપ્તિ હોય છે.

૧૪૦ પ્રશ્ન—પર્યાપ્તા કોને કહે છે?

ઉત્તર—જે જીવોમાં જેટલી પર્યાપ્તિ હોય છે તેટલી પૂર્ણ થઇ જાય તેને પર્યાપ્તા કહે છે.

૧૪૧ પ્રશ્ન—અપર્યાપ્તા કોને કહે છે?

ઉત્તર—જે જીવોમાં જેટલી પર્યાપ્તિ હોય છે તેટલી પૂર્ણ ન થઇ હોય તેને અપર્યાપ્તા કહે છે.

૧૪૨ પ્રશ્ન—પર્યાપ્તિ કોને કહે છે?

ઉત્તર—આહાર વર્ગણાના પુદ્ગલોને શરીર, ઇંદ્રિય અને શ્વાસોચ્છવાસ રૂપ પરિણમાવે, ભાષાવર્ગણાના પુદ્ગલોને વચન રૂપ પરિણમાવે અને મન વર્ગણાના પુદ્ગલોને દ્રવ્ય મન રૂપ પરિણમાવે તેવી જીવની શક્તિની પૂર્ણતાને પર્યાપ્તિ કહે છે (વર્ગણા એટલે પુદ્ગલનો સમૂહ).

૧૪૩ પ્રશ્ન—પર્યાપ્તિના કેટલા પ્રકાર છે?

ઉત્તર—છ. (૧) આહાર પર્યાપ્તિ, (૨) શરીર પર્યાપ્તિ, (૩) ઇંદ્રિય પર્યાપ્તિ, (૪) શ્વાસોચ્છ્વાસ પર્યાપ્તિ, (૫) ભાષા પર્યાપ્તિ, અને (૬) મનઃ પર્યાપ્તિ.

૧૪૪ પ્રશ્ન—કયા જીવોમાં કેટલી પર્યાપ્તિ હોય છે?

ઉત્તર—એકેંદ્રિયમાં આહાર, શરીર, ઇંદ્રિય, અને શ્વાસોચ્છ્વાસ એ ચાર પર્યાપ્તિ હોય છે. બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચારેંદ્રિય અને અસંજ્ઞી પંચેંદ્રિયમાં મન વિના પાંચ પર્યાપ્તિ હોય છે. સંજ્ઞી પંચેંદ્રિયમાં છએ પર્યાપ્તિ હોય છે.

૧૪૫ પ્રશ્ન—પર્યાપ્તિ કોને કહે છે?

ઉત્તર—જે જીવોમાં જેટલી પર્યાપ્તિ હોય છે તેટલી પૂર્ણ થઇ જાય તેને પર્યાપ્તિ કહે છે.

૧૪૬ પ્રશ્ન—અપર્યાપ્તા કોને કોને કહે છે?

ઉત્તર—જે જીવોમાં જેટલી પર્યાપ્તિ હોય છે તેટલી પૂર્ણ ન થઈ હોય તેને અપર્યાપ્તા કહે છે. અપર્યાપ્ત અવસ્થા બે ઘડીથી વધારે રહેતી નથી. જન્માંધ યા ગાંડા માણસ અપર્યાપ્તા ન કહેવાય પણ દૂષિત પર્યાપ્તિ કહેવાય.

## માર્ગણાનું સ્વરૂપ.

૧૪૭ પ્રશ્ન—બીજી અપેક્ષાએ જીવના કેટલા પ્રકાર છે?

ઉત્તર—વ્યવહાર નયે એટલે કર્મના નિમિત્તથી ચૌદ માર્ગણા અને ચૌદ ગુણસ્થાનોની અપેક્ષાએ સંસારી જીવના ચૌદ ચૌદ પ્રકાર છે વળી ચૌદ માર્ગણાના ૬૨ (બાસઠ) ભેદ જેથી બાસઠ પ્રકાર પણ છે વળી વિસ્તારથી જીવના ૫૬૩ પ્રકાર પણ છે. કર્મથી જીવની અનંત અવસ્થા થાય છે જેથી જીવના અનંત ભેદ પાડી શકાય પણ સહેલાઈથી સ્હમજવા શાસ્ત્રકારોએ જીવના અમુક અમુક ભેદો પાડેલા છે.

શુદ્ધ નિશ્ચય નયે એટલે સત્ય શુદ્ધ સ્વરૂપ વિચારતાં બધા જીવ શુદ્ધ જ્ઞાન દર્શન યુક્ત એકજ પ્રકારના છે.

૧૪૮ પ્રશ્ન—માર્ગણા એટલે શું?

ઉત્તર—જે જે વિશેષ ગુણોથી જીવને શોધી શકાય, જીવનું જ્ઞાન કરી શકાય તે તે વિશેષ ગુણોને માર્ગણા કહે છે (મૃગ=ક્રિયાપદ છે. માર્ગયતિ એટલે શોધે છે માર્ગ અથવા માર્ગણા એટલે શોધવાનો ઉપાય.)

૧૪૯ પ્રશ્ન—ચૌદ મુખ્ય માર્ગણાનાં નામ અને તેના વિસ્તારથી કેટલા કેટલા ભેદ છે તે કહો?

ઉત્તર—(૧) ભવ્ય ૨ (૨) સંજ્ઞી ૨ (૩) આહારક ૨ ના બબ્બે પ્રકાર છે (૪) જોગ ૩ (૫) વેદ ૩ ના ત્રણ ત્રણ પ્રકાર છે (૬) ગતિ ૪ (૭) કષાય ૪ (૮) દર્શન ૪ ના ચાર ચાર પ્રકાર છે (૯) ઇંદ્રિય ૫ ના પાંચ પ્રકાર છે (૧૦) કાય ૬ (૧૧) લેશ્યા ૬ અને (૧૨) સમકિત ૬ ના છ છ પ્રકાર છે (૧૩) સંયમ ૭ ના સાત પ્રકાર છે (૧૪) જ્ઞાન ૮ ના આઠ પ્રકાર છે કુલ ૬૨ પ્રકાર છે.

૧૫૦ પ્રશ્ન—ભવ્ય માર્ગણાના બે ભેદ કયા કયા છે ?

ઉત્તર—પહેલો ભવ્ય બીજો અભવ્ય.

૧૫૧ પ્રશ્ન—ભવ્ય કોને કહે છે ?

ઉત્તર—(૧) જેનામાં પલટવાનો સ્વભાવ છે (૨) જે સંસારી અવસ્થા છોડી સિદ્ધ થઈ શકે છે (૩) ઇંદ્રિય સુખથી ભિન્ન સત્ય આત્મિક સુખ છે તેનો નિશ્ચય અને અનુભવ કરે છે, (૪) હું ભવ્ય છું કે અભવ્ય તેનો નિર્ણય કરવાની જેની અંતરેચ્છા હોય છે (૫) જે સકલ ઇંદ્રિય રહિત આત્મિક સુખ પૂર્ણ મોક્ષની અભિલાષા કરે છે. આ પાંચે ગુણ સહિત હોય તે ભવ્ય ( ભવી ) જીવ હોય છે.

૧૫૨ પ્રશ્ન—અભવ્ય કોને કહે છે ?

ઉત્તર—(૧) જેનામાં પલટવાનો સ્વભાવ નથી (૨) જે સંસારી સશરીરી મટી કદી સિદ્ધ થઇ શકતો નથી (૩) ઇંદ્રિય સુખથી ભિન્ન જે આત્મિક સુખ છે તેનો નિશ્ચય તથા અનુભવ જે કરી શકતો નથી તથા આત્મિક સુખની રૂચી પણ થતી નથી. (૪) હું ભવ્ય છું કે અભવ્ય તેનો નિર્ણય કરવાની જેની અંતરેચ્છા હોતી નથી (૫) જે સકલ

ઈંદ્રિય રહિત આત્મિક સુખ પૂર્ણ મોક્ષની ઇચ્છા કરતો નથી તે અભવ્ય ( અભવી જીવ હોય છે )

૧૫૩ પ્રશ્ન—સંજ્ઞીના બે ભેદ કયા કયા છે?

ઉત્તર—હિત શિક્ષા ગ્રહણ કરવા રૂપ દ્રવ્ય મન હોય તે સંજ્ઞી છે અને દ્રવ્ય મન ન હોય તે અસંજ્ઞી છે, (ભાવ મન સુખ દુઃખનું અનુભવવું તો દરેક જીવને હંમેશાં સર્વ ગતિમાં હોય છે )

૧૫૪ પ્રશ્ન—ભાવ મન કોને કહે છે અને તે કોને હોય છે?

ઉત્તર—સુખ દુઃખનો અનુભવ કરી રાગ દ્વેષ કરવા રૂપ ભાવ મન દરેક જીવને સર્વ સ્થાને હોય છે જે દ્વારા ભાવ લેશ્યાના પરિણામ શુભાશુભ ભાવ થઇ જીવ જ્ઞાનાવરણાદિ આઠ કર્મ બધી ગતિમાં બાંધે છે.

૧૫૫ પ્રશ્ન—આહાર કોને કહે છે?

ઉત્તર—શરીર, ઇંદ્રિય અને શ્વાસોચ્છવાસ પર્યાપ્તિને યોગ્ય પુદ્ગલ ગ્રહણ કરે તેને આહાર કહે છે.

૧૫૬ પ્રશ્ન—આહારક વર્ગણાનાં બે ભેદ કયા કયા છે?

ઉત્તર—જે આહારને ગ્રહણ કરે તે આહારક અને જે આહાર ગ્રહણ ન કરે તેને અનાહારક કહે છે.

૧૫૭ પ્રશ્ન—જીવ ક્યારે આહારક અને ક્યારે અનાહારક હોય છે?

ઉત્તર—એક શરીર છોડી બીજા શરીર માટે જીવ જાય તે સમયે ( વાટે કહેતાં ) જો બે સમય લાગે તો એક સમય અનાહારક, ત્રણ સમય લાગે તો બે સમય અનાહારક, ચાર સમય લાગે તો બેથી ત્રણ સમય અનાહારક રહે

છે. આથી વધારે સમય લાગતા નથી અને કેવળી પ્રભુને વેદની આદિ ચાર અઘાતીયાં કર્મ ક્ષય થવા કેવળ સમુદ્-ઘાત થાય તેમાં માત્ર આઠ સમય લાગે છે તેમાં ત્રણ સમય અનાહારક રહે છે. ચૌદમે ગુણસ્થાને જીવ અનાહારક રહે છે. બાકી બધા સંસારી જીવો સદા આહારક એટલે અનાહારકનો સમય બહુજ થોડો છે. આંખ મીચીને ખોલીયે તેટલા કાળમાં અસંખ્ય સમય વીતે છે તેમાંના ત્રણ સમય સંસારી જીવ અનાહારક રહે છે બાકી તો આહાર કરે છે.

શિક્ષા—જો આત્માનું શુદ્ધ સ્વરૂપ અનુભવી આહારની મમતા છોડી સમતા ભાવે તપશ્ચર્યા કરે તો અનાહારક થાય. સિદ્ધ ભગવાન સદા અનાહારક છે તેજ જીવનો શુદ્ધ ગુણ છે અને તે પ્રગટ કરવાથી સત્ય સુખને પમાય છે. આહાર ગ્રહણ કરવું, નિહાર છોડવું તેજ દુઃખોને સંસાર કહે છે. બન્ને રહિત સદા માટે થવું તે મોક્ષ છે.

૧૫૮ પ્રશ્ન—યોગ કોને કહે છે ?

ઉત્તર—(૧) મન, વચન અને કાયા દ્વારા કર્મ, નો-કર્મ ગ્રહણ કરવાની જીવની શક્તિને ભાવ યોગ કહે છે.

(૨) મન, વચન અને કાયા દ્વારા આત્માના પ્રદેશ ચંચલ થાય તેને દ્રવ્ય યોગ કહે છે.

૧૫૯ પ્રશ્ન—વેદ કોને કહે છે ?

ઉત્તર—(૧) વેદ મોહનીયના ઉદયથી ઉત્પન્ન થયેલ વિષય ઇચ્છાને ભાવ વેદ કહે છે. તેના ત્રણ પ્રકાર છે (૧) પુરૂષ વેદ ( સ્ત્રી સંયોગની ઇચ્છા થાય ) (૨) સ્ત્રીવેદ (પુરૂષ સંયોગની ઇચ્છા થાય ) (૩) નપુંસક વેદ ( બંને સંયોગની ઇચ્છા થાય. )

(૨) અંગોપાંગ નામ કર્મના ઉદયથી પ્રગટ થયેલ જીવે ધારણ કરેલ શરીરના ચિન્હને દ્રવ્ય વેદ કહે છે. તેના પણ ત્રણ પ્રકાર છે (૧) પુરૂષવેદ (પુરૂષ ચિન્હ), (૨) સ્ત્રી વેદ (સ્ત્રી ચિન્હ), (૩) નપુંસકવેદ (મિશ્ર ચિન્હ).

## ગતિનું સ્વરૂપ.

૧૬૦ પ્રશ્ન—ગતિ કોને કહે છે અને તે કઈ કઈ છે?

ઉત્તર—ગતિનામા નામ કર્મના ઉદયથી જીવની અશુદ્ધ અવસ્થાને ગતિ કહે છે તે ચાર છે (૧) નરક ગતિ (૨) તિર્યંચ ગતિ (૩) મનુષ્ય ગતિ અને (૪) દેવ ગતિ.

૧૬૧ પ્રશ્ન—નરક ગતિમાં જવાનાં કેટલાં કારણ છે?

ઉત્તર—મુખ્ય ચાર કારણ છે (૧) બહુ હિંસા થાય તેવાં કામ કરે (મહા આરંભ), (૨) ધન પરિવાર અને વિષય ભોગોની બહુ ઈચ્છા કરે (મહા પરિગ્રહ), (૩) પંચેંદ્રિય જીવની હિંસા કરે, (૪) દારૂ તથા માંસનું ભક્ષણ કરે.

૧૬૨ પ્રશ્ન—તિર્યંચ ગતિમાં જવાના કેટલા પ્રકાર છે?

ઉત્તર—મુખ્ય ચાર કારણ છે. (૧) કષાય એટલે ક્રોધ, માન, માયા, લોભ કરે (૨) છલ કપટ દગાબાજી વિશ્વાસ ઘાત કરે (૩) અસત્ય (જુઠું) બોલે—અસત્ય ચાલે (ખોટા તોલા માપ રાખે, ખોટી સાક્ષી આપે વિગેરે)

૧૬૩ પ્રશ્ન—મનુષ્ય ગતિમાં જવાના કેટલા કારણ છે?

ઉત્તર—મુખ્ય ચાર કારણ છે (૧) સરળ પ્રકૃતિ હોય (નિષ્કપટી, સત્યવાદી, શાંત હોય) (૨) વિનયી નિરાભિમાની હોય (૩) દયાળુ (દુઃખીઓનાં દુઃખ દૂર કરવા

સદા તૈયાર રહે ) (૪) ઇર્ષા, દ્વેષ, કરીને રહિત હોય અને બધાના ગુણ ગ્રહણ કરે.

૧૬૪ પ્રશ્ન—દુઃખ કેટલી જાતનાં છે ?

ઉત્તર—મુખ્ય કરીને ત્રણ જાતનાં દુઃખો છે (૧) શારીરિક દુઃખ (૨) માનસિક દુઃખ (૩) આત્મિક દુઃખ.

૧૬૫ પ્રશ્ન—શારીરિક દુઃખ કયા કયા છે ?

ઉત્તર—ભૂખ, તરસ, ટાઢ, તાપ, દુર્ગંધ, ખરાબ ભોજન, મારપીટ, છેદન, ભેદન વિગેરે.

૧૬૬ પ્રશ્ન—માનસિક દુઃખો કયા કયા છે ?

ઉત્તર—કોઈ પણ પ્રતિકૂળ સંયોગ માટે ચિંતા, ભય શોક, અરૂચિ વિગેરે માનસિક દુઃખ છે.

૧૬૭ પ્રશ્ન—આત્મિક દુઃખો કયા કયા છે ?

ઉત્તર—જે વડે આત્મા પોતાના મુલ ગુણો મલીન કરી શુદ્ધ સ્વરૂપ ભુલી દુઃખી થાય તેને આત્મિક દુઃખ કહે છે તે ઉત્પન્ન કરનાર અજ્ઞાન, મિથ્યાત્વ, કષાય, અને અઢાર પાપસ્થાનક છે.

૧૬૮ પ્રશ્ન—અઢાર પાપ કયા કયા છે ?

ઉત્તર—(૧) હિંસા (૨) જુઠ (૩) ચોરી (૪) વિષયેચ્છા ( મૈથુન ) (૫) ધનમોહ ( પરિગ્રહ ) (૬) ક્રોધ, (૭) માન ( અહંકાર ) (૮) માયા ( કપટ ) (૯) લોભ (તૃષ્ણા) (૧૦) રાગ (૧૧) દ્વેષ (૧૨) કુસંપ કજીયા કરવા (૧૩) આળ ચઢાવવું (૧૪) ચાડી કરવી (૧૫) બીજાની નિંદા કરવી (૧૬) હર્ષ, શોક (૧૭) કપટ સહિત જુઠું બોલવું (૧૮) મિથ્યાત્વ ( ખોટી સમજણ ).

૧૬૯ પ્રશ્ન—શરીર, મન, અને આત્માની દયામાં શ્રેષ્ઠ કઇ છે?

ઉત્તર—દયા કરવી તે સારૂં કામ છે. શારીરિક ને માનસિક દુઃખ દૂર કરવાથી શાંતિ થોડો વખત રહે છે જ્યારે આત્માના દુઃખ ટાળવાથી હંમેશની ત્રણે જાતની શાંતિ મળે છે જેથી આત્મરક્ષા શ્રેષ્ઠ છે, પોતે અઢાર (૧૮) પાપથી બચે તેને સ્વ ( પોતાની ) ભાવ દયા કહે છે અને બીજાના આત્માને અઢાર (૧૮) પાપથી બચાવે તે પરની ભાવ દયા છે.

૧૭૦ પ્રશ્ન—દેવ ગતિમાં જવાનાં કેટલાં કારણ છે?

ઉત્તર—મુખ્ય ચાર છે (૧) સાધુના પંચમહાવ્રતોનું પાલન કરે તે શ્રેષ્ટ (બહુ મોટા) દેવ થાય છે (૨) શ્રાવકનાં બાર વ્રતોનું પાલન કરે તે મોટા દેવ થાય છે (૩) જે પાપ ન કરે અને અજ્ઞાન ( આત્મ સ્વરૂપ જાણ્યા વિના ) તપ કરે તે નાના દેવ થાય છે (૪) જે પાપ ન કરે અને ઇચ્છા વિના ઘોર દુઃખ પરવશપણે સહન કરે તે તદ્દન હલકા દેવ થાય છે.

૧૭૧ પ્રશ્ન—પાંચમી ગતિ મોક્ષમાં જવાનાં કેટલાં કારણો છે?

ઉત્તર—મુખ્ય ચાર કારણ છે (૧) સમ્યગ્ જ્ઞાન (૨) સમ્યગ્ દર્શન (૩) સમ્યક ચારિત્ર અને (૪) સમ્યગ્ તપ છે.

૧૭૨ પ્રશ્ન—કષાય કોને કહે છે?

ઉત્તર—ક્રોધ, માન, માયા અને લોભદ્વારા આત્માના વિકારી ભાવ ( વિભાવ પરિણામ )ને કષાય કહે છે. કષ્=સંસાર આય=વૃદ્ધિ. જે સંસારની વૃદ્ધિ કરાવે, જન્મ મરણ કરાવે તે કષાય.

૧૭૩ પ્રશ્ન—દર્શન કોને કહે છે?

ઉત્તર—જેથી વસ્તુ છે એટલું (અસ્તી જીવ માત્રનું) જ્ઞાન થાય તેને દર્શન કહે છે. તેના ચાર ભેદ છે (૧) ચક્ષુદર્શન (૨) અચક્ષુદર્શન (૩) અવધિદર્શન અને (૪) કેવળ દર્શન.

૧૭૪ પ્રશ્ન—ઇંદ્રિય કોને કહે છે?

ઉત્તર—આત્માને બીજા પદાર્થનું જ્ઞાન કરવાના સાધનને ઇંદ્રિય કહે છે. જે શરીરમાં પાંચ ઇંદ્રિયોનો આકાર છે તેને દ્રવ્ય ઇંદ્રિય કહે છે અને પદાર્થનું જ્ઞાન કરવાની જીવની શક્તિ છે તેને ભાવ ઇંદ્રિય કહે છે. ભાવ ઇંદ્રિય છએકાયના જીવોને હોય છે.

૧૭૫ પ્રશ્ન—એકેંદ્રિય જીવોમાં ગુપ્ત ( અવ્યક્ત ) ભાવ ઇંદ્રિયો બધી કેવી રીતે છે?

ઉત્તર—એકેંદ્રિય જીવોને વ્યક્ત એટલે વિકાશ પામેલ ભાવ ઇંદ્રિય નથી હોતી પણ અવ્યકત અવિકસીત ભાવ ઇંદ્રિય હોય છે કારણ તે ઉપયોગમયી છે. આ પ્રમાણે આવશ્યક ભાષ્યમાં લખેલ છે જે હવે સાયન્સથી સ્પષ્ટ થતું જાય છે.

(૧) સ્પર્શેંદ્રિય માટે—લજામણી આદિ અડતાં સંકોચાય છે.

(૨) રસેંદ્રિય, કેટલીક વનસ્પતિ ખાસ ખાતર (વિશેષ જાતિનાં ખાતર )થી જ વધે છે.

(૩) ઘ્રાણેંદ્રિય—કેટેલીક વનસ્પતિ ખાસ ધૂપની ગંધથી વધે છે, ફલે ફૂલે છે.

(૪) ચક્ષુરિંદ્રિય—ચંદ્રમુખી કમલ ચંદ્ર ઉગતાં ને સૂર્ય મુખી કમળ સૂર્ય ઉગતાં જ ખીલે છે ને તેના અભાવે બીડાય છે.

(૫) શ્રોતેંદ્રિય-તે વનસ્પતિ માનપાનના શબ્દથી ખીલે છે અને અપમાનથી કરમાય છે તેવું ડૉ. જગદીશચંદ્ર બોઝે પ્રત્યક્ષ પ્રમાણથી બતાવી આપ્યું છે. આ ઉપરથી અવ્યક્ત ( અલ્પ વિકસિત ) ભાવ ઇંદ્રિયો હોય છે એ સિદ્ધ થઇ શકે છે.

## છકાયનું સ્વરૂપ ( થોકડો ) એટલે શિઘ્ર બોધ કરવાનું સાધન.

૧૭૬ પ્રશ્ન—કાય કોને કહે છે અને તેના કેટલા પ્રકાર છે?

ઉત્તર—ત્રસ તથા સ્થાવર નામ કર્મના ઉદયથી આત્માના પ્રદેશ પૃથ્વી કાયાદિ શરીર પ્રમાણ ગોઠવાય તેને કાય કહે છે તેના છ પ્રકાર છે. (૧) પૃથ્વીકાય માટીના જીવ (૨) અપકાય પાણીના જીવ (૩) તેઉકાય અગ્નિના જીવ (૪) વાયુકાય હવાના જીવ (૫) વનસ્પતિકાય વૃક્ષવેલ કંદાદિના જીવ અને (૬) ત્રસકાય હાલતા ચાલતા જીવ.

૧૭૭ પ્રશ્ન—છકાયના ગોત્ર અને નામ એટલે શું?

ઉત્તર—ગોત્ર બાહ્ય ચિન્હ અને પ્રવૃત્તિ પરથી પ્રાય પડે છે અને નામ અંદરના કોઇ ખાસ ગુણપરથી પડે છે દાખલા તરીકે છકાયના ગોત્રના નામ જ પ્રખ્યાત છે. પૃથ્

કાય વિગેરે તે ગોત્ર છે. આજે પણ માણસો ગોત્ર અટક ઉપરથી ઘણા ઓળખાય છે. જેમ મહાત્મા ગાંધીજી. અહીં ગાંધીજી ગોત્ર છે. નામ થોડા લોક જાણે છે. શ્રી ગૌતમ સ્વામી એ પણ શ્રી મહાવીર પ્રભુના મુખ્ય શિષ્યનું ગોત્ર છે ને તેઓનું નામ શ્રી ઇંદ્રભૂતિ હતું.

(૧) નામ-ઇંદિથાવર કાય (ગોત્ર) પૃથ્વીકાય-સામાન્ય અર્થ ઇંદ્ર જેના સ્વામી છે.

(૨) નામ--બંભીથાવરકાય-ગોત્ર--અપકાય--જેમાં પ્રતિબિંબ પડે છે.

(૩) નામ-સપ્પીથાવરકાય-ગોત્ર-તેઉકાય-જે સંયોગ મળતાં વધતી જાય છે ( સૃપ-સરકવું ).

(૪) નામ-સુમતિથાવરકાય-ગોત્ર-વાયુકાય-સુબુદ્ધિ દે છે.

(૫) નામ—પયાવચ્ચથાવરકાય-ગોત્ર-વનસ્પતિકાય-જેમાં દુધિયા પાણીનો અંશ ભીનાશ સદા રહે છે.

(૬) નામ-જંગમકાય-ગોત્ર-ત્રસકાય-જે હાલેચાલે છે.

૧૭૮ પ્રશ્ન—પૃથ્વીકાયનાં નામો કયાં કયાં છે ?

ઉત્તર—(૧) પૃથ્વીકાય-કાચી માટી, મરડીઆ, પત્થર ખારો, ખડી, હીંગળો, હડતાલ, ગેરૂ, ગોપીચંદન, અભરક, કાચું સોનું, રૂપું, લોઢું વિગેરે ધાતુઓ, કાચાહીરા, માણેક, પન્ના વગેરે રત્નો જમીનમાંથી ખોદી કાઢેલ ખનીજ પદાર્થો બધા પૃથ્વીકાયના જીવ છે. આ જીવો બીજા તીક્ષ્ણ પદાર્થથી મરણ પામે છે. જેવા કે-શોધેલ સોનું, રૂપું, ઇંટો, રસ્તાની ધૂળ વિગેરે.

૧૭૯ પ્રશ્ન—અપકાયના નામો કયા કયા છે ?

ઉત્તર—નદી, તળાવ, ઝરણાં, કુવા, વાવડી, સરોવર સમુદ્ર વિગેરે યા કોઇપણ જળાશયનું પાણી, ખારૂં, મીઠું, મોળું, પાણી વર્ષાદિ, ઠાર, ઝાકળ, ધુમસ વિગેરેનું પાણી, આ પાણીના જીવો અગ્નિથી યા બીજા કડવા, તીખા, ખાટા, ખાટા, મીઠા, પદાર્થો મળવાથી મરણ પામે છે.

૧૮૦ પ્રશ્ન—અગ્નિકાયના નામો કયા કયા છે?

ઉત્તર—ચુલ્લા, ભઠ્ઠી, નીભાઠા, આદિની અગ્નિ, ચકમક વીજળી વિગેરેની અગ્નિ. આ જીવો પાણીથી અથવા હવા અગર ખોરાક (ઇંધન) ન મળવાથી મરણ પામે છે.

૧૮૧ પ્રશ્ન—વાયુકાયનાં નામો કયા કયા છે?

ઉત્તર—ઉંચો, નીચો, ત્રીછો, વાયુ, વંટોળીયાનો વાયુ, આ જીવો, આખા લોકમાં સર્વ જગ્યાએ ભરેલા છે તેના જીવો ઉઘાડે મુખે બોલવાથી, પંખો નાખવાથી, સુપડે સોવાથી, યા કંઇ પદાર્થ હલાવવાથી મરણ પામે છે.

૧૮૨ પ્રશ્ન—વનસ્પતિકાયના નામો કયા કયા છે?

ઉત્તર—(૧) સંખ્યાત કાય તે પાકેલ વનસ્પતિ જેમાં જેટલાં બી ગોટલી હોય તેટલા જીવ છે તે પાકેલ કેરી, દાડમ, નારંગી, દ્રાક્ષ, આખું અનાજ, બી, વિગેરે.

(૨) અસંખ્યાત કાય—લીલી વનસ્પતિ વૃક્ષવેલા શાક પાન વિગેરે.

(૩) અનંતકાય-કંદમૂળ, ઉગતા અંકુરા, પંચવર્ણી, લીલફૂલ, દૂધ નીકળે તેવી અથવા ઘણી કુમળી વનસ્પતિ આ જીવો અગ્નિ અથવા બીજા તીક્ષ્ણ પદાર્થથી મરણ પામે છે.

૧૮૩ પ્રશ્ન—મુહૂર્ત્તજ એટલે શું ?

ઉત્તર—બે ઘડી એટલે અડતાલીશ મીનીટને મૂહૂર્ત કહે છે. એક રાત્રિ દિવસના ૨૪ કલાક, ૩૦ મુહૂર્ત અથવા ૬૦ ઘડી થાય છે. ચાર કલાકના પાંચ મુહૂર્ત થાય છે.

૧૮૪ પ્રશ્ન—અંતર મુહૂર્ત એટલે શું ?

ઉત્તર—અંતર એટલે અંદરનું. મુહૂર્તની અંદરનો સમય તેને અંતર મુહૂર્ત કહે છે. અડતાલીશ મીનીટના નાના વિભાગ કરવાથી અસંખ્યાતા અંતર મુહૂર્ત થાય છે. જેમ એક યુવાન, નિરોગ, બલવાન, અને હોંશિઆર દરજી જીર્ણ કપડાને ફાડે છે ને તેના તરત કટકા કરે છે તેમાં એક બે સેકંડ લાગે છે 'પણ તેમાં હજારો તાર હતા તે દરેક દરેક એક પછી એક તુટેલ છે જેથી એક તારને તુટવામાં એક સેકંડનો અમુક હજારમો ઓછો વખત લાગે છે. બીજું દૃષ્ટાંત એક ક્ષત્રિય જુવાન, નિરોગ, બલવાન તે શાસ્ત્ર વિદ્યામાં હોંશીઆર તીક્ષણ ભાલાથી કમળ ફુલનાં ઢગલાને વીંધે છે તેમાં હજારો કમળ છે અને દરેક કમળમાં હજારો બારીક પાંદડાં છે તે એક બે સેકંડમાં તે ભાલાની અણી બધા કમળને વીંધી નીચે ચાલી ગઇ તેમાં દરેક કમળ અને તેનુ પાંદડું વીંધાયું તેનો સમય કેટલો હોય તો ઉત્તર એક સેકંડનો અમુક લાખમો હિસ્સો આવ્યો. બસ આથી એમ નિર્ણય થયો કે વખતનું નાનું માપ સેકંડ છે. એનાથી નાનું માપ પળ વિપળ છે પણ તેથી નાનું માપ પ્રચલિત નથી, જયારે સર્વજ્ઞ શ્રી મહાવીર પ્રભુએ તે હજારો વર્ષ પહેલાં કેવળજ્ઞાનરૂપી દિવ્ય

ચક્ષુથી બતાવ્યું છે કે આંખ મીંચીને ખોલીએ તેમાં અસંખ્યાતા સમય જાય છે. સમય એટલે નાનામાં નાનો વખતનો ભાગ આવા અસંખ્યાત સમય એક મુહૂર્તમાં વીતે છે જેથી એક મુહૂર્તના વિભાગ અસંખ્યાત થાય છે ને બે સમયથી અંતર મુહૂર્ત ગણી મુહૂર્તમાં એક સમય બાકી હોય ત્યાં સુધી અંતર મુહૂર્ત ગણાય છે જેથી ફરી એક મુહૂર્તના અંતર પણ અસંખ્યાતા થાય છે.

શિક્ષા—પાપ છોડવામાં અને ધર્મ આદરવામાં એવો એક પણ સમય પ્રમાદ ( આલસ્ય ) ન કરવા પ્રભુની આજ્ઞા છે " समय गोयम मापमायए " હે ગોતમ ! સમય માત્રનો પ્રમાદ કરશો નહિ. ગોઃ એટલે ઇંદ્રિય જે ઇંદ્રિયોનો સદુપયોગ કરે તે બધા જીવો ગોતમ કહી શકાય છે.

૧૮૫ પ્રશ્ન—જઘન્ય એટલે શું ?

ઉત્તર—જઘન્ય એટલે નાનામાં નાનું જેનાથી ઓછા પ્રમાણનું ન હોય તે.

૧૮૬ પ્રશ્ન—ઉત્કૃષ્ટ એટલે શું ?

ઉત્તર—ઉત્કૃષ્ટ એટલે સૌથી મોટું જેનાથી વધારે મોટું ન હોય તે.

૧૮૭ પ્રશ્ન—છકાયના જીવોનું જઘન્ય ( થોડામાં થોડું ) કેટલું આયુષ્ય છે ?

ઉત્તર—પૃથ્વી, પાણી, અગ્નિ, અને વાયુના જીવો બે ઘડીમાં ૧૨૮૨૪ ( બાર હજાર આઠસો ચોવીશ ) વાર જન્મ મરણ કરે છે. વનસ્પતિમાં અસંખ્યાત કાય ( લીલી વનસ્પતિ )ના જીવો બે ઘડીમાં ૩૨૦૦૦ ( બત્રીશ હજાર

વાર) અને અનંત કાયના જીવો બે ઘડીમાં ૬૫૫૩૬ (પાંસઠ હજાર પાંચશો છત્રીશ) વાર જન્મ મરણ કરે છે. બેઇંદ્રિયના જીવો ૮૦ (એંસી) વાર, તેઇંદ્રિયના જીવો ૬૦ (સાઠ) વાર, ચૌરેંદ્રિયના જીવો ૪૦ (ચાલીશ) વાર, અસંજ્ઞી પંચેંદ્રિયના જીવો ૨૪ (ચોવીશ) વાર, સંજ્ઞી પંચેંદ્રિયના જીવો ૧ (એક) વાર જન્મ મરણ બે ઘડીમાં કરે છે.

૧૮૮ પ્રશ્ન—છએ કાયનું ઉત્કૃષ્ટ (વધારેમાં વધારે) કેટલું આયુષ્ય છે?

ઉત્તર—પૃથ્વીકાયનું બાવીશ હજાર વર્ષનુ (વજાહીરા વિગેરેનું) અપકાયનું સાત હજાર વર્ષનુ, તેઉકાયનું ત્રણ દીવસનું (૭૨ કલાકનું), વાયુકાયનું ત્રણ હજાર વર્ષનું, વનસ્પતિકાયનું દશ હજાર વર્ષનું, અનેક મોટા ઝાડનું અને અનંતકાય (કંદમૂળ, લીલ ફુલ વિગેરે)નું અંતર મુહૂર્તનું, બેઇંદ્રિય ૧૨ વર્ષનું, તેઇંદ્રિય ૪૯ દિવસનું, ચોરેંદ્રિય ૭ માસનું, પંચેંદ્રિયમાં મનુષ્ય અને તિર્યંચનું ત્રણ પલ્યોપમનું અને નારકી તથા દેવતાનું ૩૩ સાગરોપમનું છે.

૧૮૯ પ્રશ્ન—જીવાયોની કોને કહે છે?

ઉત્તર—યોની એટલે જન્મ લેવાનું ઠેકાણું. જીવોને જે જે ઠેકાણાં જન્મ લેવાનાં હોય છે તેને જીવાયોનિ કહે છે અને વર્ણ, ગંધ, રસ, સ્પર્શ આદિની ન્યૂનાધિકતાને લીધે જીવાયોનીના ભેદો પાડેલા છે.

૧૯૦ પ્રશ્ન—ચોરાસી લાખ જીવાયોની કઇ કઇ છે?

ઉત્તર—સાત લાખ પૃથ્વીકાય, સાત લાખ અપકાય, સાત લાખ તેઉકાય, સાત લાખ વાયુકાય, દશ લાખ પ્રત્યેક વનસ્પતિકાય, ચૌદ લાખ સાધારણ વનસ્પતિકાય, બે લાખ બેઈંદ્રિય, બે લાખ તેઈંદ્રિય, બે લાખ ચૌરેંદ્રિય, ચાર લાખ નારકી, ચાર લાખ દેવતા, ચાર લાખ તિર્યંચ પંચેંદ્રિય અને ચૌદ લાખ મનુષ્ય પંચેંદ્રિય.

૧૯૧ પ્રશ્ન—પ્રત્યેક કોને કહે છે ?

ઉત્તર—પ્રત્યેક એટલે દરેક, દરેક જીવને જુદું જુદું શરીર હોય. એક શરીરમાં એક જીવ હોય તેને પ્રત્યેક કહે છે ( આમાં બે જાતીના જીવ છે. એક અસંખ્યાતકાય પૃથ્વી, પાણી, અગ્નિ અને વાયુમાં એક અસંખ્યાતકાય છે એટલે ચારે સ્થાવરના રાઈ જેટલા ભાગમાં પણ અસંખ્યાતા જીવ છે, વનસ્પતિકાયમાં ત્રણ જાતના જીવ હોય (૧) સંખ્યાત કાય ( પાકેલ સુકેલ વનસ્પતિ તથા અનાજ વિગેરે ) (૨) અંસંખ્યાતકાય ( લીલી વનસ્પતિ ) અને (૩) અનંતકાળ ( કંદ મૂળ અતિ કોમળ વનસ્પતિ ).

૧૯૨ પ્રશ્ન—અનંતકાય અથવા સાધારણ કાય કોને કહે છે ?

ઉત્તર—સાધારણ–બધાને માટે, જ્યાં અનંત જીવોને રહેવાનું એક શરીર હોય એટલે એક શરીરમાં અનંત જીવો હોય તેને સાધારણ કાય, અનંત કાય અથવા નીગોદ કહે છે. તે જેવા કે કંદમૂળ જે જમીનમાંથી ખોદીને કાઢે તે બટાટા, હુંગળી, શકરીઆં, ( સકરકંદ ) ગાજર, લીલી હલદર, આદુ વિગેરે તથા જમીન ઉપર થતાં લીલફુલ તથા તોડતાં સરખા બે ભાગ થાય અથવા લીલા પીળા

રંગ તુટેલ ભાગમાં ચળકે છે તેવી બહુ નરમ લીલોતરી અનંતકાય ગણાય છે. અનંતકાયના જીવો એક વનસ્પતિ-કાયમાં જ છે.

૧૯૩ પ્રશ્ન—અનંતકાય નિગોદના જીવોને કેટલું દુઃખ થાય છે?

ઉત્તર—તેઓનું ઉત્કૃષ્ટ આયુષ્ય અંતર મુહૂર્તનું અને જઘન્ય આયુષ્ય એક મુહૂર્તમાં ૬૫૫૩૬ જન્મ મરણ કરે છે. તેઓને સાતમી નારકી કરતાં પણ અનંતગણુ દુઃખ નિરંતર થાય છે કારણ જન્મ મરણનું દુઃખ તથા આંગળ-ના અસંખ્યાતમા ભાગના એક શરીરમાં અનંત જીવોને રહેવાનું દુઃખ. વળી આમાં જે જીવ જન્મ લે છે તે ઉત્કૃષ્ટ રહે તો અનંતા કાળ ( અઢીપુદ્ગલ પરાવર્તન ) સુધી તેમાં જ જન્મ મરણ કરે છે તેથી કરી આ નિગોદ અનંતકાળના જીવોને બધા જીવોથી વધારે દુઃખી કહેલ છે.

૧૯૪ પ્રશ્ન—અનંતકાય નિગોદમાં કોણ જન્મ લે છે?

ઉત્તર—જે નીચેનાં કામો કરે તે ઘણું કરી અનંત કાયમાં જન્મ લે છે. (૧) મિથ્યાત્વ એટલે આત્માને ન ઓળખે, શરીર અને ઇંદ્રિયોના ભોગમાં મોહિત રહે. (૨) અજ્ઞાન એટલે આત્માને ન જાણે (૩) કુચારિત્ર હિંસાદિ અઢાર પાપ નિર્ભયતાથી કરે (૪) અનંતકાય કંદમૂળ વિગેરે ખાય તથા ખવરાવે તે.

શિક્ષા—આવુ જાણી ઉપરના ચાર દુષ્કર્મ છોડવા જેથી અનંતકાયમાં જઇ અનંત દુખ કદી પણ ભોગવવાં નહિં પડે.

૧૯૫ પ્રશ્ન—પાંચ સ્થાવર કાયમાં કોનામાં વધારે ઓછા જીવો છે?

ઉત્તર—કાચી માટી, પાણી, અગ્નિ, વાયુ અને વનસ્પતિનો એક નાનામાં નાનો એક રાઇ જેટલો ભાગ લઈએ તેમાં અસંખ્યાત જીવો છે. પાંચે સ્થાવરકાય રાઇ જેટલી લે તેમાં એક એકથી અસંખ્યાત ગુણા વધારે જીવો છે એટલે પૃથ્વીકાયથી પાણીમાં અસંખ્યાત ગુણા જીવ છે તેથી વાયુકાયમાં અસંખ્યાત ગુણા જીવ છે તેથી વનસ્પતિ કાયમાં પ્રત્યેકમાં અસંખ્યાત ગુણા છે અને અનંતકાયમાં તેથી અનંત ગુણા છે.

૧૯૬ પ્રશ્ન—છ કાયમાં જન્મ મરણ કોણ કરે છે?

ઉત્તર—(૧) જે શરીર ઇંદ્રિયોના ભોગો, ધન વૈભવ માન, પૂજા, અને બાહ્યપદાર્થમાં મોહ કરે છે તેને પોતાના માને છે તેવા મિથ્યાત્વી જીવો છ કાયમાં જન્મ મરણ કરે છે (૨) જે હિંસાદિ અઢાર પાપ કરે છે તે છ કાયમાં જન્મ મરણ કરે છે. છ કાયની હિંસા કરનાર, કરાવનાર યા પરોક્ષ હિંસામા સહાય્યક છ કાયમાં જન્મ મરણ કરે છે. (૩) જે જ્ઞાન દર્શન ચારિત્ર તપરૂપ મોક્ષ માર્ગ નથી આરાધન કરતાં તે છ કાયમાં જન્મ મરણ કરે છે.

૧૯૭ પ્રશ્ન—છ કાયના જીવમાં ત્રસ કાયમાં જીવ તો પ્રગટ દેખાય છે પણ પાંચ સ્થાવર કાયમાં જીવ કેવી રીતે માની શકાય?

ઉત્તર—સ્થાવર કાયમાં જીવ પ્રગટ રૂપે નથી દેખતા છતાં તેમાં જીવ છે એવાક અને ચિન્હો સ્પષ્ટ દેખાય છે

વળી ચર્મ ચક્ષુ (ચામડાની આંખો, સ્થૂળ આંખો) થી તો સ્થૂળ જીવજ દેખાય. જેમને જ્ઞાન ચક્ષુ-કેવળજ્ઞાન રૂપી ભાવ ચક્ષુ ખુલ્યાં છે તેમને બધું સ્પષ્ટ દેખાય છે ભગવાન મહાવીર સ્વામીને શ્રી ગૌતમદેવે આજ પ્રશ્ન પુછયો છે કે હે પ્રભો! સ્થાવરમાં જીવો પ્રગટ દેખાતા નથી. ત્યારે પ્રભુએ ફરમાવ્યું કે તેને જોવાની શક્તિ જુદી જ છે અને તે મને દેખાય છે જેથી તેમાં સંદેહ દૂર કરી જીવ માનો અને શાસ્ત્રમાં છ કાય જીવની સિદ્ધિ કરતાં કહે છે કે વનસ્પતિમાં જીવ છે કારણ તેને માણસની માફક નસા-જાળ છે તે શ્વાસોચ્છવાસ લે છે. જેમ માણસનુ અંગ કપાઈ જુદું પડયા પછી સુકાય છે તેમ વનસ્પતિ જુદી પડે તે સુકાઈ જાય છે ઇત્યાદિ અનેક બાહ્ય પ્રમાણો દીધાં છે. ડોકટર બોઝ પણ ઉપરના ચિન્હ જોઇ જીવ સિદ્ધ કરી શકયા છે અને સ્થાવર જીવ એવી જ રીતે ચર્મ ચક્ષુ-વાળાની દૃષ્ટિમાં આવી શકે છે જેથી કરી સ્થાવર કાયમા જીવ છે તે સત્ય છે.

૧૯૮ પ્રશ્ન—પૃથ્વીકાયમાં જીવ છે તેનુ માનવાને શું ચિન્હ છે તે કહો?

ઉત્તર-કાચી માટી, પત્થર તથા કોયલાની ખાણો ખોદી થોડા વખત માટે છોડી દેવામાં આવે છે અને તે ખણો પાછી વધે છે. જેમ વૃક્ષ વધે છે, માણસ વધે છે તેમ શંકા વધે છે. (સુકું લાકડું ચોમાસામાં વધે પણ તે પાછું ઉનાળામાં બરાબર થઇ જાય છે, તેમાં પાણીના પરમાણુ ભરાવાથી વધ્યું હતું પણ સજીવ થઈ વધ્યુ ન હતું)

આ ખાણો વધીને પાછી સ્વયં ઘટતી નથી જેથી સજીવન છે. જેવી રીતે મજબુત ચામડાના પગરખાં ( જોડા–બુટ ) વાપરવાથી એક બે વર્ષમાં ફાટી જાય છે. જ્યારે જૈનના સાધુ સાધ્વી ખુલ્લે પગે હજારો ગાઉ ચાલે અને તેમનાં પગના તળીયાં ચામડાના પગરખાંથી ઘણાં કોમળ છે છતાં પગતળાં ફાટતા નથી. કારણ જીવવાળું શરીર ઘસાય તેમ વધે છે અને અજીવ શરીર પ્રતિદિન નાશ પામે છે માટે પૃથ્વીકાયમાં જીવ છે એ સત્ય છે.

૧૯૯ પ્રશ્ન—પાણીમાં જીવ છે તે માનવા શું પ્રમાણ છે?

ઉત્તર—તીર્થંકરોને અનંત જ્ઞાન પ્રગટ થયું હોઇ જ્યાં સુધી અલ્પજ્ઞ જીવો સમજી શકે તેનાથી ઘણી સૂક્ષ્મ વાતો તેઓ સહજે કહી શકે છે. પાણીમાં સાત જાતિના જીવ નિશ્ચયે હોય તેમ કહેલ છે (૧) પાણી પોતે જીવોનું શરીર તે એક જાતિના જીવ. હવે પાણીના શરીરમાં રહે છે તે બતાવે છે ( જેમ મનુષ્યના શરીરમાં કૃમી આદિ રહે છે ) (૨) નીગોદ ( લીલફુલ બારીક હોય ત્યારે દેખાતી નથી. વધે ત્યારે દેખાય છે. ચોમાસામાં સ્થાન સ્થાન તે થાય છે. નદી તળાવમાં પણ બહુ હોય છે ) (૩) બેઇંદ્રિય, (૪) તેઇંદ્રિય, (૫) ચૌરેંદ્રિય, (૬) પંચેંદ્રિય (૭) અને સમુચ્ચય જીવ, ( સમુચ્ચય જીવ એટલે પૃથ્વીકાય આદિ બાકીમાંના કોઇ પણ જીવ. જેવી રીતે ખારા પાણીમાં પૃથ્વીકાયના જીવ ઉપજે છે જે પાણી સૂકાતા મીઠા (લૂણ) રૂપે હોઇ સુકાતા નથી ) આજથી થોડા વર્ષ પહેલાં પાણીમાં આટલા જીવ સમુહ માનનાર થોડા હતા પણ સૂક્ષ્મદર્શક યંત્ર દ્વારા એક પાણીના ટીપામાં ૩૬૫૪૦ જીવો છે અને તેના ફોટું લેવાયા

ત્યારે જગતે આવડી મોટી સંખ્યા માની પણ જૈન શાસ્ત્ર-કારો તો એનાથીએ ઘણી સૂક્ષ્મ બાબતો હજારો વર્ષ પૂર્વે જ્ઞાનચક્ષુથી કહી ગયા છે. જે શાસ્ત્ર આટલું ઉંડું સત્યજ્ઞાન કહે છે તેમાં કહેલ પાણીમાં બીજા જીવો પણ છે તે સત્ય જ મનાય.

૨૦૦ પ્રશ્ન—અગ્નિકાયમાં જીવ છે તે કેવી રીતે રહીજ શકે?

ઉત્તર—જ્યાં જીવ ઉપજે છે ત્યાં તે રહી શકે છે. ગરમ દેશના મનુષ્ય અને પશુને ઠંડો દેશ પ્રતિકૂળ છે છતાં ગરમ દેશમાં આનંદ માને છે, તેવુંજ ઠંડા દેશવાળા માટે ગરમ દેશનું છે. મરચાંના કીડાને સાકરમાં મુકો તો દુઃખી થશે. વિષ્ટાના કીડાને બહાર મુકો તો તે મરી જશે. વળી પાણીનાં માછલાં ને પોરા તેમાં સુખે રહે છે ને સિંહ અને હાથી જેવા પાણીમાં જીવી શકતા નથી. પાણીના જીવો જમીન પર મરી જાય છે તેમ જમીન પરના જીવો પાણીમાં મરે છે, તેવુજ અગ્નિનું છે. અગ્નિમાં બીજા જીવો બચી ન શકે ને અગ્નિના જીવ તેની બહાર ન નીકળી શકે. મોટા અગ્નિના ચાલુ બોયલરોમાં કોઈ કોઇ વાર ઉંદર થઇ જાય છે જે તેમાંજ (અગ્નિમાં) રહે છે. થોડા વખત પહેલાં એક વાછડું અંગારા ખાતું હતું તેવુ પેદા થયું હતું, જીવની વિચિત્રતા છે તે સર્વજ્ઞજ જાણે છે. વળી અગ્નિમાં તો જીવ સિદ્ધિનું સબળ પ્રમાણ એ છે કે તે પ્રાણ વાયુ લે છે ને ઝેરી હવા છોડે છે અને જો અગ્નિને હવા ન મળે તો ઠરી જાય છે. હવા લેવાનું કામ જડનું નથી જેથી અગ્નિ જીવ સહિત છે એ સત્ય છે.

૨૦૧ પ્રશ્ન—વાયુકાયમાં જીવ છે તેવું માનવાને બાહ્ય ચિન્હ શું છે ?

ઉત્તર—વાયુના મુળ જીવની કાયા (શરીર) તો અતિ સૂક્ષ્મ છે માત્ર તેમાં અનેક સ્થુળ જીવો ઉડે છે તે દેખાણું છે. એક સાયન્સ પ્રોફેસરે મોટા અરીસા સામે ઉભા રહી જોરથી શબ્દોચ્ચાર કરી પોતાના મોંઢાની વરાળ કાઢી જે અરિસા પર ચોટી ગઇ ને તેમાં જોયું તો ઘણાં જીવો હવા સાથે ઘસડાઇ તે ઉપર ચોંટેલાં દેખાયા. આટલા માટે જ ઉઘાડે મોઢે બોલવાથી વાયુના જીવો મરણ પામે છે. જેથી ધાર્મીક વાંચનમા મુખ ઉપર જયણા રખાય છે અને ધર્મ ક્રિયામાં પંખો વિગેરે વપરાતાં નથી.

૨૦૨ પ્રશ્ન—વનસ્પતિકાયમાં જીવ છે તેવું માનવાને બાહ્ય ચિન્હ શું છે ?

ઉત્તર—વનસ્પતિકાયના જીવોની કાયા નાની તથા મોટી બંને છે. ચાર સ્થાવર જઘન્ય ઉત્કૃષ્ટ આગળ ને અસંખ્યાતમા ભાગની નાની કાયા હોઇ તે મૂળ સ્થાવરના જીવ દેખવા મુશ્કેલ છે પણ વનસ્પતિની મોટી કાયા એક હજાર જોજનથી પણ કંઇક વિશેષ અધિક હોય તેમાં જીવ છે તે જાણવાને ઘણાં સાધન છે. વનસ્પતિનુ શરીર મનુષ્ય શરીરથી ઘણે અંશે મળે છે. દાખલા તરીકે—

(૧) વનસ્પતિ હવા લે છે. દિવસે ઝેરી હવા (કારબોનિક એસીડ ગેસ) લે છે ને પ્રાણ વાયુ (ઓકસીજન) કાઢે છે જેથી દિવસે વૃક્ષ નીચે બેસવું લાભદાયી ગણાય છે અને રાત્રે પ્રાણવાયુ લઇ ઝેરી હવા કાઢે છે જેથી રાત્રે વૃક્ષ નીચે સુવાની મનાઈ છે.

(૨) વનસ્પતિમાં નસો છે ને મૂળીયાંથી પાંદડાં ફૂલ ને ફળમાં રસ પહોંચે છે. મૂળ કપાતાં બધું સુકાઇ જાય છે.

(૩) સ્ત્રીકેસર અને પુંકેસર નામના તંતુ પુલમાં હોય છે જે બનેમાંથી એક કાઢી લે તો ફળ થતાં નથી.

(૪) વળી વનસ્પતિમાં પાંચે ઇંદ્રિયોની અસર છે જે પૂર્વે બતાવેલ છે.

(૫) કલોરોફોર્મથી વનસ્પતિ બેભાન થઇ જાય છે અને કલોરોફોર્મ ઉતરતાં પાછી સચેતન થાય છે.

(૬) પાણી માટી વિગેરે ખોરાક મળતાં વધે છે અને તે ન મળે તો મરણ પામે છે; અજીવ જડ વસ્તુ આહાર કરી શકતી નથી.

(૭) કોઇ કોઇ વનસ્પતિ તો જે પશુઓ, માખીઓ, મચ્છરો વગેરે તેની નજીક બેસતા દાબી ચુસી ફેંકી દે છે તેવુ આજે શોધકો કહે છે. આ સિવાય અનેક પ્રમાણોથી વનસ્પતિમાં જીવ સિદ્ધ થતો હોઇ આજે ઘણા લોકો વનસ્પતિ સજીવ છે એવું સ્વીકાર કરે છે.

૨૦૩ પ્રશ્ન—ત્રસકાયમાં જીવ છે તેવું માનવાના શા પ્રમાણો છે?

ઉત્તર—ત્રસકાય એટલે હાલતા ચાલતા પ્રાણીમાં જીવ છે તે પ્રગટ છે છતાં થોડાં પ્રમાણો કહે છે.

(૧) શરીરમાં જીવ હોય છે ત્યાં સુધી સુખ દુઃખ થાય છે પછી થતું નથી.

(૨) ત્રસ જીવો દુઃખના સંયોગો છોડી સુખના સંયોગો મેળવવા સદા ઉદ્યમ કરે છે.

(૩) વિચાર કરવાની શક્તિ છે.

(૪) આપણે પોતે પણ વિચાર કરીએ તો માલુમ પડશે કે હાથ, પગ, આંખ, કાન, નાક બધા સાધનોથી જે જ્ઞાન થાય તેનો જાણનાર જુદો જ આપણો જીવ છે.

(૫) બુદ્ધિ, સ્મરણશક્તિ, જ્ઞાન, હાસ્યભય, ઈચ્છા, મોહ, વૈરાગ્ય, ચિંતવન આદિ જે કરે છે તે જીવ છે, શરીર જીવનું ઘર છે. જેમ હીરાનો હાર અને ડાબલો બન્ને જુદા છે તેમ શરીર ને જીવ જુદી વસ્તુ છે.

૨૦૪ પ્રશ્ન—છકાયના જીવોનું જ્ઞાન કરવાથી શું લાભ થાય?

ઉત્તર—(૧) જીવની કર્મના નિમિત્તથી ઉત્પન્ન થતી દુઃખ પૂર્ણ બુરી હાલતો જોઈ તે દુઃખથી બચવા જ્ઞાન થાય છે.

(૨) જીવોનું જ્ઞાન કરી તેમની હિંસા છોડવાથી આપણે પાપ કર્મથી બચીએ છીએ ને તે જીવો દુઃખથી બચે છે.

(૩) જીવનું સ્વરૂપ જાણે તે જ હિંસા છોડી અહિંસક બની શકે છે. માટે જીવ સ્વરૂપ જાણવું ખાસ જરૂરી છે.

૨૦૫ પ્રશ્ન—છકાયની પૂર્ણ રક્ષા કોણ કરી શકે?

ઉત્તર—પૂર્ણ રક્ષા પૂર્ણ પુરૂષ જ કરી શકે. પૂર્ણ રક્ષા કરનાર સર્વજ્ઞ વીતરાગ પ્રભુ મન, વચન, કાયાને રોકનાર ચૌદમે અયોગી કેવળી ગુણસ્થાને હોય છે અને તે અવસ્થા પ્રાપ્ત થતાં પાંચ હ્રસ્વ અક્ષર "અ, ઇ, ઉ, ઋ, લૃ" ના ઉચ્ચારણ જેટલા વખતમાં મોક્ષ મળે છે એટલે પૂર્ણ અહિંસકને મોક્ષ મળે છે. અને હિંસકને સંસાર છે એટલે જન્મ મરણ કરવાં પડે છે. જેટલી હિંસા

તેટલા દુઃખમય જન્મ મરણ ઘટે. અહિંસાનો અભ્યાસી
અહિંસક બની શકે છે?

૬ પ્રશ્ન—જીવ અનંત છે તો શું કરવુ?

ઉત્તર—જીવ અનંત છે માટે નહિં બચાવી શકાય
મ સમજનાર મોટી ભૂલ કરે છે અને તે પોતાનુ અહિત
છે. ડાહ્યા માણુસો પોતાનુ હિત કેમ થાય તેવા ઉપાય
ધે છે જેવાં કે,

(૧) પાંચ ઇંદ્રિયોપર સંયમ વધારવો, ખાવા પીવાની
ને ભોગ ઉપભોગની જરૂરીઆતો ઘટાડવી.

(૨) સાદુ જીવન બનાવવું.

(૩) વ્યસન માત્ર ન રાખવાં.

(૪) ખોટાં ખર્ચ કે આડંબરી કામો ન કરવાં.

(૫) સત્તાવીશ પ્રકારે (મન, વચન, કાયાથી કરવું,
રાવવું, ભલું જાણવું, ત્રણે કાળની અપેક્ષાએ) વધારે
અહિંસા ધર્મ જે માર્ગે પાળી શકાય તે આદરતા જવું.

(૬) ચૌદ ગુણ સ્થાનક (ગુણનાં ઠેકાણાં છે) તે ઉપર
ઊંચે ચઢતા જવું.

(૭) મન, વચન અને કાયાની પ્રવૃત્તિ ઘટાડવી, ત્રણે
ઉપર સંયમ ગુણ વધારવો જેથી હિંસા ઘટશે.

(૮) ધ્યાન, મૌન, તત્ત્વ ચિંત્વન, સત્સંગ, સંયમ,
તપશ્ચર્યા, આદિ ગુણો વધારવાથી હિંસા ઘટશે.

(૯) વિવેક શીખવાથી એટલે સમજણપૂર્વક કામ
કરવાથી અહિંસાનું પાલન કરી શકાય છે.

૨૦૭ પ્રશ્ન—છકાયમાં જન્મ મરણુ કરવાના દુઃખથી કો બચી શકે છે ?

ઉત્તર—(૧) જે માર્ગાનુસારી ( નૈતિક જીવન ) એટ ધર્મને સન્મુખ કરે તેવા પાંત્રીશ ગુણો આદરે છે તે છક યમાં દુઃખપૂર્ણ ગતિમાં જતા નથી અને સુખપૂર્ણ મનુ ગતિ પામે છે

(૨) જે માર્ગાનુસારી થઇ બહુ દાન તપશ્ચર્યા ત્યા કરે તે દેવગતિમાં જાય છે.

(૩) આત્મસ્વરૂપ ઓળખી હિંસા, ક્રોધ, મોહ આ અઢારે પાપ છોડી શુદ્ધ જ્ઞાન દર્શન ચારિત્ર પાલન કરે તે સર્વથા પ્રકારે છકાય જીવની અશુદ્ધ અવસ્થા ( કર્મ થયેલ મેલી અવસ્થા ) છોડી શુદ્ધ સિદ્ધ અવસ્થા પામે મોક્ષમાં જાય છે. ' ઇતિશ્રી છકાય સ્વરૂપ (થોકડા) સંપૂર્ણ.

## માર્ગાનુસારી (નૈતિકજીવન )નું સ્વરૂપ

૨૦૮ પ્રશ્ન—માર્ગ એટલે શું ?

ઉત્તર—માર્ગ એટલે રસ્તો. જે ખરાબ સ્થાને લ જાય તે કુમાર્ગ કહેવાય છે અને જે સારે સ્થાને લઇ જા તે સુમાર્ગ કહેવાય છે. કુમાર્ગ દુઃખનુ કારણ છે અ સુમાર્ગ સુખનું કારણ છે. હિંસાદિ અઢાર પાપ તે કુમાગ અને અઢાર પાપનો ત્યાગ તે સુમાર્ગ છે.

૨૦૯ પ્રશ્ન—માર્ગાનુસારી એટલે શું ?

ઉત્તર—જે માર્ગને અનુસરે, જે માર્ગ ઉપર ચાલે તેને માર્ગાનુસારી કહે છે.

૨૧૦ પ્રશ્ન—સુમાર્ગના કેટલા પ્રકાર છે ?

ઉત્તર—ગુણોની વૃદ્ધિ પ્રમાણે સુમાર્ગના અનેક પ્રકાર છે ને તેની મુખ્ય ચાર અવસ્થા છે (૧) નીતિ ધર્મ (૨) સમકિત ધર્મ (૩) શ્રાવક ધર્મ અને (૪) સાધુ ધર્મ. આચારમાં ઉંચું પદ લેનારમાં નીચેના સદ્‌ગુણો અવશ્ય જોઇએ.

૨૧૧ પ્રશ્ન—નીતિધર્મમાં દાખલ થવાના કેટલા ગુણ છે?

ઉત્તર—પાંત્રીશ છે. તેને પાંત્રીશ માર્ગાનુસારીના ગુણ કહે છે. તેથી નીતિમય જીવન બને છે અને તે સમકિત ગુણને પાત્ર થઇ શકે છે.

૨૧૨ પ્રશ્ન—માર્ગાનુસારી એટલે નૈતિક જીવનના ૩૫ ગુણો કયા કયા છે?

ઉત્તર—નૈતિક જીવન એટલે માર્ગાનુસારીનાં ૩૫ બોલનાં નામ. ૧. ન્યાયસંપન્ન ધન ૨. સાત કુવ્યસન ત્યાગ (જુગાર, સટ્ટો, વાયદો, હોડ, રેઈસ, લોટરી, પરસ્પર વગર મહેનતની હાર જીત થાય તે સર્વ જુગાર છે) ૩. અભક્ષ્ય ત્યાગ ૪. ગુણ પરીક્ષા વિના લગ્ન સંબંધ ન કરે ૫. પાપભીરૂ ૬. દેશ હિતકર વર્તન ૭. પરનિંદા ત્યાગ ૮ અતિ પ્રગટ, અતિ ગુપ્ત તથા ઘણાં દ્વારવાળું ઘર ન રાખે ૯. સદ્‌ગુણીનીજ સોબત કરે ૧૪. બુદ્ધિના આઠ ગુણો ધારણ કરે ૧૧. કદાગ્રહી ન હોય, સરળ પ્રકૃતિ હોય ૧૨. સેવાભાવી (પોષ્ય વર્ગનું પોષણ કરે) ૧૩. વિનયવાન ૧૪ ભયવાળા સ્થાનનો ત્યાગ કરે ૧૫. ઉપજ તથા ખર્ચનો હિસાબ રાખે ૧૬ ઉચિત વસ્ત્ર આભુષણ પહેરે ૧૭. હંમેશાં અમુક ધાર્મીક જ્ઞાન એકાગ્ર ચિત્તે સાંભળે અથવા વાંચે (સ્વાધ્યાય કરે) ૧૮. અજીર્ણમાં ભોજન વિષ તૂલ્ય જાણી છોડે (અજીર્ણનાં છ ચિન્હ—૧ વાયુ ૨ દસ્તમાં દુર્ગંધ આવે ૩ ભાંગી

દસ્ત ૪ ભૂખની અરૂચી ૫ ખરાબ ઓડકાર ૬ પેટ અથવા શરીર ભારે જણાય ૧૯. યોગ્ય વખતે યોગ્ય આહાર કરે ૨૦. વખતનો હંમેશાં સદુપયોગ કરે ૨૧ ધર્મ, અર્થ અને કામ ત્રણ પુરૂષાર્થમાં વિવેકી હોય. ૨૨. દ્રવ્ય, ક્ષેત્ર, કાલ ભાવ, વિચારીને કામ કરે (સમયજ્ઞ) ૨૩. શાંત પ્રકૃતિ હોય, ક્રોધ આવે ક્ષમા કરે ૨૪. બ્રહ્મચર્યને પોતાનું ધ્યેય માને ૨૫. મન, વચન કાયાથી સત્યનું પાલન કરે ૨૬. દીર્ઘદ્રષ્ટિ, ૨૭. દયાળુ ૨૮. પરોપકારી ૨૯. ઉપકારીનો ઉપકાર ન ભૂલે અને અપકારી ઉપર ખરે વખતે ઉપકાર કરી તેને સુધારે ૩૦. આપ બડાઈ પોતે કરે નહિ તેમ બીજા પાસે કરાવે નહિ ૩૧. યોગ્ય અયોગ્યનો ભેદ સમજે ૩૨. લજ્જાવાન ૩૩. ધૈર્યવાન ૩૪. છ રિપુ (ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ) નો નાશ કરે ૩૫. પાંચ ઇંદ્રીયને કાબુમાં રાખે.

## લેશ્યાનું સ્વરૂપ.

૨૧૩ પ્રશ્ન—લેશ્યા કોને કહે છે?

ઉત્તર—ક્રોધાદિ કષાયથી મલીન યોગ્ય પ્રવૃત્તિને ભાવ લેશ્યા કહે છે. અને શરીરની આસપાસ પીળા, લાલ, આદિ રંગના પરમાણું એકઠા થાય તેને દ્રવ્ય લેશ્યા કહે છે.

૨૧૪ પ્રશ્ન—લેશ્યાના કેટલા ભેદ છે?

ઉત્તર—છ ભેદ છે. ૧ કૃષ્ણ લેશ્યા, ૨ નીલ લેશ્યા, ૩ કાપોત લેશ્યા, ૪ તેજુ લેશ્યા, ૫ પદ્મ લેશ્યા, ૬ શુકલ લેશ્યા.

૨૧૫-પ્રશ્ન—લેશ્યાના વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ કયા કયા છે?

ઉત્તર—જેવી લેશ્યા હોય છે તેવા પુદ્ગલ આત્માની આસપાસ એકઠા થાય છે. ૧ કૃષ્ણ લેશ્યાનો રંગ કાળો આંજણ જેવો, અને રસ અફીણથી પણ અનંત ગુણો કડવો છે. ૨ નીલ લેશ્યાનો રંગ લીલો (પોપટની પાંખ જેવો) ને રસ મરચાંથી અનંત ગુણો તીખો છે. ૩ કાપોત લેશ્યાનો રંગ, કાપોત કહેતાં પારેવાની ડોક જેવો અને રસ કાચી કેરી, કાચું કબીઠ (કોઠું) ના રસથી અનંત ગુણો કષાયલો. આ ત્રણ અશુભ લેશ્યાની ગંધ સડેલા મનુષ્યનાં મડદાં, પશુનાં મડદાં, સર્પનાં મડદાંથી અનંત ગુણો દુર્ગંધી છે. આ ત્રણ લેશ્યાનો સ્પર્શ કરવતની ધાર, તલવારની ધારથી અનંત ગુણો તીક્ષ્ણ છે.

કાપોત લેશ્યા કરતાં નીલ લેશ્યાના વર્ણ ગંધ રસ સ્પર્શ અનંત ગુણા વધારે અશુભ છે અને નીલ લેશ્યા કરતાં કૃષ્ણ લેશ્યાના વર્ણગંધ રસ સ્પર્શ અનંત ગુણા અશુભ છે એવુ જાણી અશુભ વિચારથી અનંત દુઃખો પોતાને જ ભોગવવાં પડે છે માટે કદી અશુભ વિચાર કરવા નહિ.

## દોહરો.

મહા દુઃખકો બીજ હે, અશુભ રૂપ પરીણામ;
તાકે ઉદય અનંત દુઃખ, ભુગતે આતમરાંમ. ॥ ૧ ॥

૪ તેજુલેશ્યાનો રંગ લાલ (હીંગળા જેવો) અને રસ પાકેલ કેરીથી અનંત ગુણો મીઠો છે, ૫ પદ્મલેશ્યાનો રંગ પીળો (તરતની ભાંગેલ હલદર જેવો) અને રસ શેલડીના રસથી અનંત ગુણો મીઠો છે. ૬ શુકલ લેશ્યાનો

વર્ણ-સફેદ ( દૂધની ધાર જેવો ) અને રસ ખજુર, ખીર, સાકરથી અનંત ગુણો મીઠો છે.

આ ત્રણ શુભ લેશ્યાનો ગંધ સુગંધી પદાર્થને વાટવાથી જેવી સુગંધ નીકળે તેથી અનંત ગુણો સુગંધી છે.

આ ત્રણ શુભ લેશ્યાનો સ્પર્શ માખણથી પણ અનંત ગુણો કોમળ છે.

તેજુલેશ્યાથી પદ્મ લેશ્યાના વર્ણ, ગંધ, રસ, સ્પર્શ અનંત ગુણા શુભ છે અને પદ્મ લેશ્યાથી શુક્લ લેશ્યાના વર્ણ, ગંધ, રસ, સ્પર્શ અનંતગુણા શુભ છે.

૨૧૬ પ્રશ્ન—કૃષ્ણ લેશ્યાવાળાના કેવા વિચાર હોય ?

ઉત્તર—૧ હિંસા, ૨ અસત્ય, ૩ અપ્રમાણિકતા, ૪ વિષયભોગ, ૫ ધનમોહ, ક્રોધ, માન, કપટ, લોભ આદિ અઢાર પાપમાં બહુ આનંદ માને, ૬ કુર ભાવ હોય, ૭ પોતાના થોડા લાભ ખાતર બીજાનુ બહુ નુકશાન કરતાં ન ડરે, ૮ કોઈનુ મરણ (ઘાત) ચિંતવે વિગેરે ભાવ થાય ત્યારે કૃષ્ણ લેશ્યા જાણવા.

૨૧૭ પ્રશ્ન—નીલ લેશ્યાવાળાના કેવા વિચારો હોય ?

ઉત્તર—૧ ઇર્ષા કરે. ૨ ત્યાગ ન ગમે, ૩ કુજ્ઞાન એટલે વિષયવર્ધક જ્ઞાનપ્રીય હોય, ૪ ભોગમાં ગૃદ્ધ ( આશક્ત ) ૫ ઠગ, ૬ પ્રમાદી, ૭ રસલોલપી, ૮ શરીર સુખની ચિંતા કરે, ૯ આરંભ ( હિંસાદિ ) ન છોડે. ૧૦ ક્ષુદ્ર ( તુચ્છવૃત્તિ ) ૧૧ પાપમાં હિંમતવાન ૧૨ ક્રોધાદિ કષાય કરે વિગેરે ભાવ હોય ત્યારે નીલલેશ્યા જાણવી.

૨૧૮ પ્રશ્ન—કાપોતલેશ્યાવાળાના કેવા વિચારો હોય ?

ઉત્તર—૧ વક્ર, ૨ કપટી, ૩ સરલતારહિત, ૪ ઠગ (થોડે અંશે) ૫ વિપરીત સમજણવાળો. ૬ કડવું બોલનાર, ૭ ચોર (નાની ચોરી કરે) ૮ થોડી ઇર્ષા કરે, વિગેરે ભાવ હોય ત્યારે કાપોતલેશ્યા જાણવી

૨૧૯ પ્રશ્ન—તેજુલેશ્યાવાળાના કેવા વિચારો હોય ?

ઉત્તર—૧ પોતાની લઘુતા કરે, ૨ ચપલતારહિત, ૩ કષાય, (ક્રોધ, માન, માયા, લોભ) રહિત. ૪ હાસ્યરહિત, ૫ વિનયી ૬ ઇંદ્રિય દમન કરનાર. ૭ જ્ઞાન, દર્શન, ચારિત્ર તપનું પાલન કરનાર. ૮ પ્રિયધર્મી, ૯ દૃઢધર્મી, ૧૦ પાપભીરૂ ૧૧ બધાનુ હિત ઇચ્છનાર, વિગેરે ભાવ હોય ત્યારે તેજુ-લેશ્યા જાણવી.

૨૨૦ પ્રશ્ન—પદ્મ લેશ્યાવાળાના કેવા વિચારો હોય ?

ઉત્તર—૧ ક્રોધ, માન, માયા, લોભ બહુ શાંત હોય, ૨ શાંત ચિત્ત, ૩ અતિશય ઇદ્રિય દમન કરનાર ૪ મન, વચન, કાયા ઉપર સંયમ વિગેરે ભાવ હોય ત્યારે પદ્મ લેશ્યા જાણવી.

૨૨૧ પ્રશ્ન—શુકલ લેશ્યાવાળાના કેવા વિચારો હોય ?

ઉત્તર—આર્ત્ત, રૂદ્ર ધ્યાન (અશુભ અને શુભ વિચાર) છોડી ધર્મ શુકલ ધ્યાન (તત્ત્વ વિચાર, આત્મવિચાર) ચિંત્વન કરે. ૨ અતિશય શાંત ચિત્ત, ૩ અતિશય ઇદ્રિય દમન, (સંયમ) ૪ મન, વચન, કાયા ત્રણે ઉપર પૂર્ણ સંયમ, વિગેરે ભાવ હોય ત્યારે શુકલ લેશ્યા જાણવી.

૨૨૨ પ્રશ્ન—લેશ્યાનુ ફળ શું ?

ઉત્તર—સારી લેશ્યા એટલે સારા વિચારોથી અહિંજ આત્મ શાંતિ અને સુખ મળે તથા પરલોકમાં શ્રેષ્ઠ ગતિ મળે છે અને ખરાબ લેશ્યા એટલે ખરાબ વિચારોથી અહીં જ ચિંતા, ભય, શોક દુઃખ મળે અને પરલોકમાં દુઃખમય ગતિ મળે છે.

૨૨૩ પ્રશ્ન—લેશ્યાના જ્ઞાનથી શું શિક્ષા લેવી ?

ઉત્તર—અશુભ વિચારોથી આસપાસ ખરાબ પરમાણુઓ એકઠા થઇ આત્મા દુઃખી તથા મલીન થાય છે માટે ખરાબ વિચાર કદી કરવા નહિ અને સારા વિચારો હંમેશાં કરવા જોઈએ જેથી સુખી અને શુદ્ધ થઈએ.

## સંયમનું સ્વરૂપ.

૨૨૪ પ્રશ્ન—સંયમ કોને કહે છે ?

ઉત્તર—મન, વચન, અને કાયા એ ત્રણ ઉપર કાબુ રાખવો અને હિંસા, અસત્ય, ક્રોધ, માન, કપટ, લોભ; આદિ અઢાર પાપનો ત્યાગ તે સંયમ.

૨૨૫ પ્રશ્ન—સંયમ માર્ગણાના કેટલા પ્રકાર છે ?

ઉત્તર—સાત. પાંચ ચારિત્ર, એક અસંયમ, એક શ્રાવકપણું એટલે સંયમાસંયમ ( થોડા ભાગનો સંયમ અને થોડા ભાગનો અસંયમ ).

૨૨૬ પ્રશ્ન—ચારિત્ર પાંચ કયાં કયાં છે ?

ઉત્તર—૧ સામાયિક ચારિત્ર, ૨ છેદોપસ્થાપનીય ચારિત્ર, ૩ પરિહાર વિશુદ્ધચારિત્ર, ૪ સૂક્ષ્મ સંપરાયચારિત્ર, ૫ યથાખ્યાતચારિત્ર.

## જ્ઞાનનું સ્વરૂપ.

૨૨૭ પ્રશ્ન—જ્ઞાનમાર્ગણાના કેટલા પ્રકાર છે?

ઉત્તર— આઠ પંચ જ્ઞાન, ત્રણ અજ્ઞાન. (જુઓ પ્રશ્ન ૪૧ થી પ્રશ્ન ૫૦ સુધી.)

## ગુણસ્થાનનું સ્વરૂપ.

૨૨૮ પ્રશ્ન—ગુણસ્થાન કોને કહે છે?

ઉત્તર—મોહ અને યોગના નિમિત્તથી સમ્યગ્ જ્ઞાન, સમ્યગ્ દર્શન, સમ્યગ્ ચારિત્રરૂપ આત્માના ગુણોની ન્યૂનાધિક (ચડઉતર) અવસ્થાને ગુણસ્થાન કહે છે.

પહેલાથી તેરમા ગુણસ્થાન સુધી ચડવા માટે એક મોહનીય કર્મની અઠ્ઠાવીસ પ્રકૃતિ છોડવી પડે છે માટે તેનો નાશ કરવો એજ મોક્ષ પ્રાપ્તિનો સરળ ઉપાય છે. ચૌદમા ગુણ સ્થાનમા યોગનો ત્યાગ થાય છે.

૨૨૯ પ્રશ્ન—ગુણસ્થાનની અપેક્ષાએ સંસારી જીવના કેટલા પ્રકાર છે?

ઉત્તર—ગુણસ્થાન ચૌદ છે જેથી તેમાં રહેલ જીવો ચૌદ પ્રકારના છે.

૨૩૦ પ્રશ્ન—ગુણસ્થાન, ચૌદ કયા કયા છે?

ઉત્તર—૧ મિથ્યાત્વ, વિપરીત બુદ્ધિ એટલે બાહ્ય-વસ્તુ શરીર, ધન ભોગ, વિગેરે પોતાના માને. નય પ્રમાણ દ્વારા જીવ અજીવ આદિ નવ તત્ત્વનો યથાર્થ નિશ્ચય (શ્રદ્ધા) થયો નથી.

૨ સાસ્વાદાન, સ=સહિત, આસ્વાદ=કંઈક સ્વાદ જે સમકિતથી પડતાં મિથ્યાત્વ ન પામેલ હોય તેવી વચલી

અવસ્થા જેમાં થોડે અંશે સમકિતના આનંદનો અનુભવ (સ્વાદ) છે. આત્મિક સુખનો અલ્પ સ્વાદ છે.

૩ મિશ્ર--જેમાં અમુક અંશે સમકીત અને અમુક અંશે મિથ્યાત્વ એ બંન્નેના ભાવ હોય તેવી આત્માની અવસ્થાને મિશ્ર ગુણસ્થાનક કહે છે. શીખંડમાં મીઠાશ અને ખટાશ બંન્ને છે. તેમ સત્યાસત્ય બંન્ને હોય.

૪. અવિરત સમ્યગ્ દૃષ્ટિ–જેમાં નય પ્રમાણના જ્ઞાનથી યથાર્થ તત્વ નિશ્ચય થાય, આત્માનુભવ થાય પણ હજુ હજુ ત્યાગ વ્રત ન લીધાં હોય તેવી અવસ્થા, અહીં સ્વરૂપાચરણ ચારિત્ર હોય એટલે આત્મ સ્વરૂપમાં રમણતા પ્રગટે, અનંતાનુંબંધી નામની ચારિત્ર મોહનીય પહેલી ચોકડી નાશ થવાથી જે ચારિત્ર ગુણ (આત્મરમણતા) પ્રગટે તેને સ્વરૂપાચરણ ચારિત્ર કહે છે.

અનંતાનુંબંધી ક્રોધ, માન, માયા, લોભ, મિથ્યાત્વ-મોહનીય, મિશ્ર મોહનીય અને સમકિત મોહનીય આ સાત પ્રકૃતિઓનો અભાવ થયે ચોથું ગુણ સ્થાનક (સમદૃષ્ટિપણું) પ્રગટ થાય.

૫. દેશવિરતિ—સમકીત સહિત અમુક પ્રમાણમાં હિંસાદિ અઢાર પાપના ત્યાગ કર્યો હોય.

ઉપરની કહેલ સાત અને અપ્રત્યાખ્યાની ક્રોધ, માન માયા, લોભ,–૧૧ (અગીઆર) પ્રકૃતિનો અભાવ થયે પાંચમું ગુણસ્થાનક (શ્રાવકપણું) પ્રાપ્ત થાય.

૬ પ્રમાદી વિરતિ--સમકીત સહીત સર્વ પાપના ત્યાગ કર્યો હોય પણ પ્રશસ્તકષાય (ઉપકાર ભાવના)

આહારની ઇચ્છા ( સંજ્ઞા ) નિંદ્રા આદિ પ્રમાદ બાકી છે તે આત્મરમણતામાં થોડી અસ્થિરતા કરે છે જેથી તેને પ્રમાદી સંયતી કહે છે.

પૂર્વે કહેલ અગીઆર ને પ્રત્યાખ્યાનાવરણનો ચોક ( ક્રોધ, માન, માયા, લોભ ) એમ મોહનીય ૧૫ ( પંદર ) પ્રકૃતિના ત્યાગથી છઠ્ઠું ગુણ સ્થાનક ( સાધુપણું ) પ્રાપ્ત થાય.

૭ અપ્રમાદી સંયતિ—જેમાં પ્રમાદ ( પાંચ પ્રમાદ, મદ, વિષય, કષાય, નિંદ્રા, વિકથા ) નો ત્યાગ સંજ્વલનના ક્રોધનો ત્યાગ કરી ૧૬ પ્રકૃતિનો અભાવ થયે એકાંત ધર્મધ્યાન ( આત્મ સ્વભાવ, આત્મ સ્વરૂપ વિચાર ) પ્રગટે ત્યારે સાતમું ગુણસ્થાનક આવે,

૮ નિયટ્ટિબાદર—નિવર્તેલ છે બાદર કષાયથી. અહિં વિપાકમાં ( અનુભવરૂપ ) કષાયોદય ન હોય, પ્રદેશમાં ( અવ્યક્ત ) હોય કારણ કષાયના અભાવમાં અપૂર્વ કરણ, શુકલ ધ્યાન પ્રગટ થાય છે. પૂર્વની ૧૬ ( સોળ ). સંજ્વલનનું માન મળી ૧૭ (સત્તર) પ્રકૃતિના ત્યાગથી આઠમું ગુણ સ્થાન પ્રગટે. અહિં બે શ્રેણી છે. મોહની પ્રકૃતિ ક્ષય સર્વથા નાશ કરે તે ક્ષપક શ્રેણી અને મોહની પ્રકૃતિ ઉપશમાવે (ઢાંકે) તે ઉપશમ શ્રેણી. પાણીમાં મેલ નીચે જામી રહે ને નિર્મલ દેખાય તેમ મોહ સર્વથા ઉપશમ થવાથી પરિણામ નિર્મલ થાય.

ઉપશમશ્રેણીવાળો જીવ અગ્યારમા ગુણ સ્થાનકથી નીચે પડે ને પાછો ક્ષપકશ્રેણી કરે તો તેજ ભવે મોક્ષે જાય, નહિ તો ઉત્કૃષ્ટ સંસારમાં રહેતો દેશઊણો અર્ધ

પુદ્ગલપરાવર્તન કાળ (અનંત કાળ) રહે, ક્ષપક શ્રેણીવા જીવ તેજ ભવે નિશ્ચયે મોક્ષે જાય.

૯. અનિવૃત્તિબાદર—સર્વથા પ્રકારે બાદર (જાડી સંપરાય ક્રિયાથી નિવૃત્તિ થઇ નથી. પૂર્વની ૧૭ (સત્તર ને સંજ્વલનની માયા તથા ત્રણ વેદ (પુરૂષ વેદ, સ્ત્રી વે નપુંસક વેદ) એમ એકવીશ પ્રકૃતિના અભાવથી નવ ગુણસ્થાનક પ્રાપ્ત થાય.

જેમાં કષાયના ઉદયનો અંશ છે તેને સંપરાય કહે છે. જેટલી કષાય તેટલા ચીકણા કર્મ બંધાય. કષાયના અભાવમાં કર્મબંધન થાય.

૧૦. સૂક્ષ્મસંપરાય–સૂક્ષ્મ કહેતાં અતિ અલ્પ પ્રદેશો દય રૂપ સંજ્વલનનો લોભ છે તેથી સૂક્ષ્મ (બહુ થોડી) સંપરાય ક્રિયા છે. જયાં સુધી મોહ છે ત્યાં સુધી સપરાય (ભારે સંસારવર્ધક) ક્રિયા (કર્મ) આવે છે. મોહના અભાવથી તેનો અભાવ થાય છે.

૧૧. ઉપશાંત મોહ–જ્યાં મોહનીની ૨૮ પ્રકૃતિમાંની એક પણ ઉદયમાં નથી, સર્વ ઢંકાયેલ (ઉપશાંત) છે.

૧૨. ક્ષીણ મોહ–જ્યાં મોહનીની સર્વ ૨૮ પ્રકૃતિ ક્ષય (સર્વથા નાશ) પામેલી છે.

૧૩. સયોગી કેવલી–કેવલ એટલે શુદ્ધ જેમના ચાર ઘનઘાતી કર્મ (જ્ઞાનાવરણ, દર્શનાવરણ, મોહનીય, અંતરાય) ક્ષય થવાથી જીવના મુખ્ય ચાર ગુણો કેવલજ્ઞાન, કેવલદર્શન, અનંત આત્મિક સુખ, અનંત આત્મ શક્તિ

પ્રગટે. માત્ર મન વચન કાયાના યોગ (નામ કર્માધીન છે તે) બાકી છે.

૧૪. અયોગી કેવલી—જ્યાં યોગનો ત્યાગ કરી યોગ રહિત અયોગી, અલેશી થાય. આઠમા ગુણ સ્થાનકથી તેરમા ગુણ સ્થાનક સુધી આવતાં અંતર્મુહૂર્ત્ત (૪૮ મિનીટની અંદરનો કાળ) લાગે. તેરમા ગુણ સ્થાનકમાં જઘન્ય અંતર્મુહૂર્ત્ત ઉત્કૃષ્ટ દેશઉણા (આઠ વરસ ન્યૂન) ક્રોડ પૂર્વ રહે, ચૌદમા ગુણ સ્થાનકમાં પાંચ લઘુ અક્ષર અ, ઇ, ઉ, ઋ, લૃ, બોલતાં જેટલો વખત લાગે તેટલો વખત રહે ને મોક્ષ પધારે એટલે ઉન્નતિમાં વધુ સમય લાગતો નથી શુદ્ધ ભાવનીજ કીંમત છે માટે સદા હિંસા, અસત્ય, વિષય, ક્રોધ, લોભનો નાશ કરવો. ઉચ્ચું ગુણ સ્થાનક ક્રોધાદિ ૨૮ મોહનીની પ્રકૃતિ દૂર થતાં મળે છે માટે તેના ત્યાગ માટે સદા ઉદ્યમ કરવો.

## આત્મજ્ઞાન, તત્ત્વજ્ઞાનનું સ્વરૂપ.

૨૩૧ પ્રશ્ન—આત્મજ્ઞાન, તત્ત્વજ્ઞાન કોને કહે છે?

ઉત્તર—છ દ્રવ્ય, નવતત્ત્વનું નય, પ્રમાણથી યથાર્થ જ્ઞાન કરી ભેદજ્ઞાન કરે, દ્રવ્ય કર્મ (આઠ કર્મ) ભાવ કર્મ (રાગ, દ્વેષ, મોહ) નો કર્મ (શરીર ઇંદ્રિય, ભોગાદિ,) ને ભિન્ન જાણે, પોતાના શુદ્ધ આત્મ સ્વરૂપનો અનુભવ કરે તેને આત્મજ્ઞાન-તત્ત્વજ્ઞાન કહે છે.

૨૩૨ પ્રશ્ન—૧. ભાષા જ્ઞાન (વ્યાકરણ જ્ઞાન) ૨. સાહિત્ય જ્ઞાન ૩. નય જ્ઞાન, અને આત્મજ્ઞાન (તત્ત્વજ્ઞાન) એક એકથી ચઢીઆતાં છે તે કેવી રીતે?

ઉત્તર—૧. ભાષાજ્ઞાન (વ્યાકરણ) વિષયને સમજાવે તે સાધારણ તારાના પ્રકાશ જેવું છે. ૨. સાહિત્ય જ્ઞાન વિષયને વિસ્તારથી સમજાવી સ્પષ્ટ સમજણ કરે તે શુક્રના તારા સમાન છે. ૩. નયજ્ઞાન, સ્થીતિ, અવસ્થા, આશય, ગુણ દોષ આદિ નિશ્ચય કરાવે તે ચંદ્રના તેજ સમાન છે. ૪. આત્મજ્ઞાન, સર્વ સ્થળના અંધકારનો નાશ કરી સાચી શાંતિ, સત્ય સુખ આપે છે તે સૂર્યના તેજથી પણ અનંત ગુણા પ્રકાશવંત છે. જ્ઞાન સૂર્ય સમાન છે તેજ સમ્યગ્ જ્ઞાન છે. ચાર ઘનઘાતીઆં કર્મ ક્ષય થયાં ન હોય છતાં આત્મજ્ઞાન થયે ભાવશ્રુત કેવલી કહેવાય છે એટલે કેવળજ્ઞાની પ્રત્યક્ષ સર્વ, દ્રવ્ય, ગુણ, પર્યાય જાણે છે જ્યારે શ્રુતજ્ઞાની પરોક્ષ ઉપયોગી સર્વ દ્રવ્ય, ગુણ પર્યાય જાણે છે.

## નવતત્ત્વનું સામાન્ય સ્વરૂપ.

૨૩૩ પ્રશ્ન—મુખ્યતત્ત્વ બે છે તો નવતત્ત્વ કેવી રીતે થાય છે?

ઉત્તર—જીવ અને પુદ્ગલના નિમિત્ત ( સંયોગ યા વિયોગ )થી બીજા સાત તત્ત્વ થાય છે તે મેળવતાં નવ તત્ત્વ બને છે.

(૧) જ્ઞાનાદિ ગુણ સમુહ જીવ છે.
(૨) વર્ણ, ગંધ, રસ, સ્પર્શ, લક્ષણ યુક્ત જડ પદાર્થ ( પુદ્ગલ ) અજીવ તત્ત્વ છે.
(૩) જીવ સાથે શુભ પદાર્થોનો યોગ તે પુણ્ય.
(૪) જીવ સાથે અશુભ પદાર્થોનો યોગ તે પાપ.
(૫) શુભાશુભ પદાર્થ પ્રાપ્તિના કામ તે આશ્રવ.
(૬) શુભાશુભ પદાર્થોનો ઉપયોગ પૂર્વક સંયમ તે સંવર.

(૭) પૂર્વ સંબદ્ધ શુભાશુભ બંધનનો અમુક અંશે (દેશ થકી) નાશ તે નિર્જરા.

(૮) જીવ અને શુભાશુભ ફળદાયી શક્તિવાળા કર્મ પરમાણુનું એકરૂપ થવું તે બંધ.

(૯) સર્વ પદાર્થ માત્ર ( કર્મરજ )નો સર્વથા ત્યાગ (નાશ) તે મોક્ષ, પુણ્ય, પાપ, આશ્રવ અને બંધા એ ચાર તત્ત્વ જીવને પુદ્ગલના સંયોગથી બને છે અને સંવર નિર્જરા તથા મોક્ષ એ ત્રણ તત્ત્વ જીવ અને પુદ્ગલના વિયોગથી બને છે.

## છ દ્રવ્યનું સામાન્ય સ્વરૂપ.

૨૩૪ પ્રશ્ન—અજીવતત્ત્વના કેટલા પ્રકાર છે ?

ઉત્તર—અજીવના મુખ્ય પાંચ ભેદ (૧) ધર્માસ્તિકાય (૨) અધર્માસ્તિકાય (૩) આકાશાસ્તિકાય (૪) કાલદ્રવ્ય અને (૫) પુદ્ગલાસ્તિકાય.

૨૩૫ પ્રશ્ન—છ દ્રવ્યના ગુણ પર્યાય કેટલા છે ?

ઉત્તર—દરેક દ્રવ્યમાં અનંત ગુણ અને અનંત પર્યાય છે તેની અપેક્ષાથી દરેકના ચાર ચાર ગુણ અને ચાર ચાર પર્યાય કહેલ છે. જીવદ્રવ્યના શુદ્ધ ગુણ ૪ છે-અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંત આત્મિક સુખ, અનંત વીર્ય શકિત. જીવદ્રવ્યના અશુદ્ધ ગુણ ૪ છે—અલ્પ જ્ઞાન તથા કુજ્ઞાન અલ્પ દર્શન તથા કુદર્શન, ઇંદ્રિયજન્ય સુખ દુઃખ અને બાલવીર્ય ( કુપુરૂષાર્થ ). પુદ્ગલના ચાર ગુણ—અચેતન (જડ) રૂપી, સક્રિય અને મિલન વિખરન ગુણ. ધર્માસ્તિકાયના ચાર ગુણ—અચેતન, અરૂપી, અક્રિય અને ચલનસહાય.

અધર્માસ્તિકાયના ચાર ગુણ—અચેતન, અરૂપી, અક્રિય, સ્થિર સહાય. આકાશાસ્તિકાયના ચાર ગુણ—અચેતન, અરૂપી, અક્રિય. જગ્યા આપે ( અવકાશ દાન ).

કાલ, અચેતન, અરૂપી, અક્રિય, વર્તના ગુણ દરેક દ્રવ્યની ચાર ચાર પર્યાય ( હાલત ) છે. જીવદ્રવ્યની શુદ્ધ પર્યાય (હાલત) અવ્યાબાધ, અટલ અવગાહના (અશરીરી) અરૂપી, અગુરૂલઘુ, અશુદ્ધ પર્યાય ( હાલત ) બાધા પીડા (શાતા અશાતા વેદનીય) શરીરમાં સ્થિતિ, રૂપીપણું, ઊંચ નીચપણું પુદ્ગલ દ્રવ્યની ચાર પર્યાય—ખંધ, દેશ, પ્રદેશ અને વર્ણાદિમાં અગુરૂ લઘુ પર્યાય. છગુણી હાનિ વૃદ્ધિનુ થવુ. ધર્માસ્તિકાયની ચાર પર્યાય—ખંધ, દેશ, પ્રદેશ, અગુરૂ લઘુ. અધર્માસ્તિકાયની ચાર પર્યાય ખંધ, દેશ, પ્રદેશ, અગુરૂ લઘુ અકાશાસ્તિકાયની ચાર પર્યાય-ખંધ, દેશ, પ્રદેશ, અગુરૂ લઘુ કાલ દ્રવ્યની ચાર પર્યાય-ભૂતકાળ, વર્તમાનકાળ, ભવિષ્યકાળ ને અગુરૂ લઘુ.

૨૩૬ પ્રશ્ન—જીવના ચાર ગુણ અશુદ્ધ કરનાર કોણ છે ?

ઉત્તર—ઘનઘાતી કર્મ જે ઘન કહેતાં અતિશય ગુણની ઘાત કરે, બહુ દુઃખનું તથા સંસારના ભ્રમણનુ મૂળ કારણ છે તે ઘનઘાતી ચાર કર્મ છે, (૧) જ્ઞાનાવરણ (૨) દર્શનાવરણ (૩) મોહનીય અને (૪) અંતરાય આ ચાર મૂળ ગુણનો ઘાત કરવાથી ઘનઘાતી કહેવાય છે.

૨૩૭ પ્રશ્ન—છ ગુણી હાનિ વૃદ્ધિ શું છે ?

ઉત્તર—(૧) અનંતમો ભાગ (૨) અસંખ્યાતમો ભાગ (૩) સંખ્યાતમો ભાગ (૪) સંખ્યાતગુણી, (૫) અસંખ્યાત

ગુણી (૬) અનંતગુણી. આ છ પ્રકારે હાનિ ને વૃદ્ધિ થાય તે છગુણી ( ષટ્ગુણ ) હાનિવૃદ્ધિ કરે છે.

૨૩૮ પ્રશ્ન—પુદ્ગલનાં થોડા લક્ષણો કહો ?

ઉત્તર—(૧) શબ્દ, (૨) રૂપ, (૩) ગંધ, (૨) રસ (૫) સ્પર્શ (૬) અંધકાર (૭) પ્રકાશ (૮) પ્રભા (રત્નાદિની) (૯) છાયા, (૧૦) તડકો, વિગેરે.

૨૩૯ પ્રશ્ન—પુદ્ગલની કઇ કઇ હાલત (પર્યાય) છે ?

ઉત્તર—(૧) એકપણું (૨) સમુહપણું (૩) સંખ્યા (૪) આકાર (૫) સંયોગ (૬) વિયોગ જુદા પડવું વિગેરે.

૨૪૦ પ્રશ્ન—પુદ્ગલના છ પ્રકાર કયા કયા છે ?

ઉત્તર—(૧) સ્થૂલ સ્થૂલ-ટૂટવાથી પાછા સ્વયં તરત એકરૂપ ન થાય ( ન જોડાય ) પત્થર, ઇંટ, લાકડું વિગેરે

(૨) સ્થૂલ જે છૂટા પડી પાછા તરત એકરૂપ થઈ શકે, પાણી દૂધ તેલ વિગેરે.

(૩) સ્થૂલ સૂક્ષ્મ-જે આંખથી ગ્રહણ થઇ શકે જેથી સ્થૂલ પણ બીજી ઇંદ્રિયોથી ગ્રહણ ન થઇ શકે માટે સૂક્ષ્મ જેવા કે, છાયા, તડકો, અંધકાર, પ્રકાશ વિગેરે.

(૪) સૂક્ષ્મ સ્થૂલ-જે આખથી ગ્રહણ ન થઇ શકે જેથી સૂક્ષ્મ પણ બીજી ઇંદ્રિયોથી ગ્રહણ થઈ શકે માટે સ્થૂલ શબ્દ, ગંધ વિગેરે

(૫) સૂક્ષ્મ-જે પુદ્ગલનો સમૂહ કોઇથી રોકી ન શકાય અને જે બીજાને પણ ન રોકે તથા જે કોઇ પણ ઇંદ્રિયથી ન જાણી શકાય તે કર્મ પુદ્ગલ વિગેરે.

(૬) સૂક્ષ્મ સૂક્ષ્મ-પરમાણુ માત્ર જે અવિભાગી હોય

એટલે જેના બે કટકા ન થઇ શકે, કદી નાશ ન પામે તે શુદ્ધ પુદ્ગલ દ્રવ્ય છે.

૨૪૧ પ્રશ્ન—પુદ્ગલ દ્રવ્યના દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવ અને ગુણ શું છે?

ઉત્તર—દ્રવ્ય એટલે વસ્તુ અપેક્ષાએ એક પરમાણુ પુદ્ગલ દ્રવ્ય છે અને તેવા અનંત પરમાણુઓ છે તથા બે પરમાણુ (પ્રદેશી) યાવત્ અનંત પરમાણુ મળી બનેલ અનંત સ્કંધો છે. ક્ષેત્રથી-સર્વ લોકમાં સર્વ સ્થળે પુદ્ગલ દ્રવ્ય ભરેલ છે. કાળથી-પુદ્ગલ દ્રવ્ય અનાદિ અનંત છે. ભાવથી-વર્ણ, ગંધ, રસ, સ્પર્શયુક્ત છે, ગુણથી મળવા અને વિખરવાનો તેનો ગુણ છે (સંયોગ વિયોગ-એ પુદ્ગલનો સ્વભાવ જ જાણી કોઇ દિવસ હર્ષશોક-રાગ દ્વેષને કરતાં સદા સમભાવમાં રહેવુ).

૨૪૨ પ્રશ્ન—દ્રવ્ય અને ભાવ કોને કહે છે?

ઉત્તર—અહિં નવતત્ત્વના સ્વરૂપમાં-જે જીવ સાથે સંબંધ રાખે છે તે ભાવ છે અને જે પુદ્ગલ સાથે સંબંધ રાખે છે તે દ્રવ્ય છે.

દોહા—દ્રવ્યભાવ દો ભેદ હૈ, નવોં પદારથ માંહિ।
દ્રવ્ય ભેદ પુદ્ગલ વિષે, ભાવ જીવપર છાંહિ ॥ ૧॥

ભાવાર્થ—નવ પદાર્થમાં દ્રવ્ય, ભાવ એવા બે ભેદ છે. દ્રવ્યભેદ પુદ્ગલ વિષે છે. ભાવ જીવની પ્રવૃત્તિ છે. પુણ્ય, પાપ, આશ્રવ, બંધ, ચાર પુદ્ગલ પ્રધાન છે. સંવર, નિર્જરા, મોક્ષ એ ત્રણ જીવ પ્રધાન છે.

૨૪૩ પ્રશ્ન—પુણ્ય કોને કહે છે?

ઉત્તર—જે જીવને સુખદાયી વસ્તુની પ્રાપ્તિ કરાવે તેને.

૨૪૪ પ્રશ્ન—પાપ કોને કહે છે ?

ઉત્તર—જે જીવને દુઃખ દેવાવાળી વસ્તુની પ્રાપ્તિ કરાવે તેને.

૨૪૫ પ્રશ્ન—પુણ્યની પ્રાપ્તિ કેવી રીતે થાય છે ?

ઉત્તર—મન, વચન, કાયાની શુદ્ધ પ્રવૃત્તિથી પુણ્યની પ્રપ્તિ થાય છે. જેમ-મનથી અહિંસા, સત્ય, પ્રમાણીકતા, બ્રહ્મચર્ય, સંતોષ, દાન આદિના વિચાર-વચનથી એવી ઉત્તમ વાતો બોલવી, પાપરહિત હિતકર વચન બોલવું, કાયાથી તેવા ગુણોનું પાલન કરવું.

૨૪૬ પ્રશ્ન—પાપની પ્રાપ્તિ કેવી રીતે થાય છે ?

ઉત્તર—મન, વચન, કાયાની અશુભ પ્રવૃત્તિથી પાપની પ્રાપ્તિ થાય છે, હિંસા, અસત્ય, અપ્રમાણિકતા, વિષય કષાય આદિ અઢાર પાપમાં વચન, કાયાની પ્રવૃત્તિ થાય ત્યારે પાપની પ્રાપ્તિ થાય છે.

૨૪૭ પ્રશ્ન—આશ્રવ કોને કહે છે ?

ઉત્તર—બંધના કારણને આશ્રવ કહે છે, પુણ્ય અને પાપના કર્મ પુદ્ગલ એકત્ર થાય તે આશ્રવ.

૨૪૮ પ્રશ્ન—આશ્રવના કેટલા પ્રકાર છે ?

ઉત્તર—(૧) દ્રવ્ય આશ્રવ, (૨) ભાવ આશ્રવ, આત્માના હમેશાં હર સમય રાગ દ્વેષાદિ શુભ અશુભ વિચારો (પરિણામ) કે જે વિચારથી કાર્મણ વર્ગણારૂપ પુદ્ગલ કર્મરૂપ થઇ જાય તે વિચારને ભાવ આશ્રવ કહે છે અને કાર્મણ વર્ગણા કર્મરૂપ થાય છે તેને દ્રવ્યાશ્રવ કહે છે.

૨૪૯ પ્રશ્ન—ભાવ આશ્રવના કેટલા ભેદ છે?

ઉત્તર—મુખ્ય પાંચ ભેદ છે. (૧) મિથ્યાત્વ. (૨) અવ્રત (૩) પ્રમાદ (૪) કષાય (૫) યોગ.

૨૫૦ પ્રશ્ન—દ્રવ્ય આશ્રવના કેટલા ભેદ છે?

ઉત્તર—જ્ઞાનાવરણાદિ આઠ પ્રકારના કર્મ થવા યોગ્ય જે પુદ્ગલ દ્રવ્ય આવે છે તે અનેક પ્રકારના દ્રવ્ય આશ્રવ છે.

૨૫૧ પ્રશ્ન—સંવર કોને કહે છે?

ઉત્તર—આવતા કર્મને રોકવા તેને સંવર કહે છે આત્માની સાથે કર્મનો સંબંધ ન થાય તે સવર છે.

૨૫૨ પ્રશ્ન—સંવરના કેટલા પ્રકાર છે?

ઉત્તર—(૧) દ્રવ્યસવર અને (૨) ભાવસંવર, રાગદ્વેષ મોહ રહિત આત્માનો શુદ્ધ ઉપયોગ ભાવસંવર છે અને આવો શુદ્ધોપયોગ હોય ત્યારે કર્મનું આવવુ ન થાય તે દ્રવ્યસંવર છે.

દોહા—જો ઉપયોગ સ્વરૂપ ધરી, વર્તે ત્યોગ વિરક્ત;
રોકે આવત કર્મકો, સો હૈ સંવર તત્ત્વ ॥ ૧ ॥

૨૫૩ પ્રશ્ન—ભાવસંવરના કેટલા પ્રકાર છે?

ઉત્તર—મુખ્ય પાંચ પ્રકાર છે-(૧) સમકિત (૨) વ્રત પચ્ચખાણ (૩) અપ્રમાદ (૪) અકષાય (૫) યોગસંયમ (મન વચન કાયાને વશ કરવાં).

૨૫૪ પ્રશ્ન—નિર્જરા કોને કહે છે?

ઉત્તર—જીવના પહેલાંના બાંધાયેલ કર્મ અમુક પ્રમાણમાં દૂર થાય તેને નિર્જરા કહે છે.

દોહા જો પુરવ સત્તા કરમ, કરી થીતિ પુરણ આઉ;
ખીરવેકો ઉદ્દિત ભયે, સો નિર્જરા લખાઉ ॥ ૧ ॥

**ભાવાર્થ**—જે પૂર્વના કર્મ આત્માને લાગેલા છે (સત્તામાં છે) તેની સ્થિતિ પૂર્ણ કરી તે અમુક પ્રમાણમાં (દેશ થકી) છૂટી જાય તેને નિર્જરા કહે છે.

૨૫૫ પ્રશ્ન—બે. એક દ્રવ્યનિર્જરા બીજી ભાવનિર્જરા. જે રાગદ્વેષ મોહરહિત શુદ્ધ ઉપયોગથી કર્મ ક્ષય થાય તે શુદ્ધ ઉપયોગને ભાવનિર્જરા કહે છે અને જે કર્મના પુદ્ગલ ક્ષય થાય તેને દ્રવ્ય નિર્જરા કહે છે તથા નિર્જરાના બીજી અપેક્ષાએ સકામ-નિર્જરા અને વિપાકનિર્જરા એવા પણ બબ્બે ભેદ છે.

૨૫૬ પ્રશ્ન—સકામ એટલે શું ?

ઉત્તર—સ=સહિત કામ=ઇચ્છા, રૂચી, આનંદ, જેમાં આત્માના સત્ય સ્વરૂપનો નિશ્ચય થયેલ છે અને આત્મહિતની રૂચિ છે. આત્મિક સુખનો આનંદ છે કોઇપણ બાહ્ય રૂચી નથી તેને સકામ કહે છે. આ સમદ્રષ્ટિને જ હોય. આત્માના શુદ્ધ ઉપયોગથી કર્મ ક્ષય થાય તે સકામ નિર્જરા અને આત્માના શુદ્ધોપયોગમા જે મરણ થાય તે સકામ મરણ કહેવાય છે. એમ બધે ઠેકાણે સકામનો અર્થ સમજવો.

૨૫૭ પ્રશ્ન—અકામ કોને કહે છે ?

ઉત્તર—અ=એટલે નહીં. કામ=એટલે ઇચ્છા, રૂચી આનંદ આત્માના સત્યસ્વરૂપનો નિશ્ચય થયો નથી અને આત્મહિતની ઇચ્છા રૂચી થઈ નથી. આત્મિક આનંદ વિના અથવા કોઇપણ બાહ્ય ઇચ્છાથી જે કાર્ય થાય તેને અકામ

કહે છે. આત્માના શુદ્ધોપયોગ વિના જે કર્મ ક્ષય થાય તેને અકામ નિર્જરા કહે છે અને શુદ્ધોપયોગ વિના જે મરણ થાય તેને અકામ મરણ કહે છે. આપણો જીવ અનાદિ કાળ થયાં અકામ નિર્જરા અને અકામ મરણ કરે છે. આ અજ્ઞાન તથા મિથ્યાત્વ અવસ્થા છે.

૨૫૮ પ્રશ્ન—સવિપાક નિર્જરા કોને કહે છે?

ઉત્તર—જે કર્મ ઉદયમાં આવે સુખ અથવા દુઃખરૂપ ફળ આપી ક્ષય થાય તેને સવિપાક નિર્જરા કહે છે.

૨૫૯ જે કર્મ સમ્યગ્ જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ અને ધ્યાન દ્વારા સ્થિતિ તથા ફળ આપવાની શક્તિ ઘટાડી વિપાકમા આવ્યા વિના જ પ્રદેશથી ક્ષય થઈ જાય તેને અવિપાક નિર્જરા કહે છે. જેવી રીતે કોઇ લેણદારના રૂપીઆ તેને ચેર મુદત પહેલાં પહોંચાડી દે તો તે લેણદાર દુઃખ ન દે તેમ સમ્યગ્ જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ અને ધ્યાનથી જે કર્મ ક્ષય કરે તેને કર્મનાં ફળ ભોગવવાં ન પડે.

૨૬૦ પ્રશ્ન—અવિપાક તથા સકામ નિર્જરા કરવામાં કેટલો મહાન્ લાભ છે?

ઉત્તર—સમદૃષ્ટિ જીવ શુદ્ધ ઉપયોગમાં એક શ્વાસોચ્છ્વાસમાં જેટલા કર્મ ક્ષય કરે છે તેટલા કર્મ મિથ્યાત્વ દશામાં ક્રોડો વર્ષના તપથી ક્ષય થઇ શકતાં નથી એટલે જેમ ખરે વખતે લેણદારને જરૂર છે અને થોડા રૂપીઆમાં ઘણાં કરજની ફારગતિ કરી દે છે તેમ અવિપાક સકામ નિર્જરામાં ક્રોડોનું દેણું કોડીઓમાં ચુકવે છે. અને નવા કર્મ બંધાતા નથી જ્યારે સવિપાક અકામ નિર્જરામાં ઘણે દુઃખે થોડા

કર્મ ક્ષય થાય છે અને રાગદ્વેષથી પાછા અનંત કર્મ નવાં બંધાય છે માટે અવિપાક સકામ નિર્જરા કરવી શ્રેયકર છે. જ્ઞાનપૂર્વક ત્યાગ કરેલ દોષ પાછો પ્રવેશ થતો નથી. તેમ જ્ઞાનપૂર્વક ક્ષય કરેલ કર્મ ફરી બંધાતા નથી.

૨૬૧ પ્રશ્ન—બંધ કોને કહે છે?

ઉત્તર—અનેક ચીજોમાં એકપણાનું જ્ઞાન કરાવનાર સંબંધ વિશેષને બંધ કહે છે. જીવ અને કર્મ પુદ્‌ગલ એકરૂપ થાય તેને કર્મબંધ કહે છે. જેવી રીતે દુધ અને પાણી, લોઢાનો ગોળો અને અગ્નિ, એકરૂપ થાય છે.

૨૬૨ પ્રશ્ન—બંધના કેટલા પ્રકાર છે?

ઉત્તર—બે પ્રકાર છે, દ્રવ્યબંધ અને ભાવબંધ, ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ, હાસ્ય, રતિ (હર્ષ), અરતિ (નારાજી) ભય, શોક, દુગંછા (તિરસ્કાર), વિષયવિકાર (સ્ત્રીવેદ, પુરૂષવેદ, નંપુસકવેદ) મિથ્યાત્વ અને અજ્ઞાનના વિચારો તે ભાવબંધ છે અને જે આવા ક્રોધાદિ વિચારોથી કર્મ પુદ્‌ગલ આત્મા સાથે એકરૂપ થાય છે તેને દ્રવ્યબંધ કહે છે. એટલે ભાવબંધદ્વારા દ્રવ્યબંધ થાય છે.

૨૬૩ પ્રશ્ન—આઠ કર્મનો બંધ કેટલા પ્રકારે થાય છે?

ઉત્તર—બંધના ચાર પ્રકાર છે (૧) પ્રકૃતિબંધ (૨) પ્રદેશબંધ, (૩) સ્થિતિબંધ, અને (૪) અનુભાગબંધ.

૨૬૪ પ્રશ્ન—પ્રકૃતિબંધ કોને કહે છે?

ઉત્તર—રાગ, દ્વેષ, મોહના પરિણામ થવાથી કર્મ પુદ્‌ગલ જીવની સાથે સબંધ કરે છે તે કર્મોમાં જ્ઞાનદર્શનાદિ જીવના આઠ ગુણ ઘાત કરવા—મલીન કરવારૂપ સ્વભાવ થવો

તેને પ્રકૃતિબંધ કહે છે. એટલે જીવની સાથે બંધાએલ કર્મ પુદ્ગલમાં આઠ પ્રકારના જુદા જુદા ફળ દેવાની પ્રકૃતિ થવી તેને પ્રકૃત્તિબંધ કહે છે.

૨૬૫ પ્રશ્ન—પ્રદેશબંધ કોને કહે છે?

ઉત્તર—જે કર્મ પુદ્ગલ આત્મા સાથે બંધાય છે તેના સમુહને પ્રદેશબંધ કહે છે.

૨૬૬ પ્રશ્ન—સ્થિતિબંધ કોને કહે છે?

ઉત્તર—જે કર્મ બંધાય છે તેનો સંબંધ જીવ સાથે કેટલો વખત રહેશે તે વખતના પ્રમાણને સ્થિતિબંધ કહે છે.*

૨૬૭ પ્રશ્ન—અનુભાગ બંધ કોને કહે છે?

ઉત્તર—કર્મોમાં તીવ્ર અથવા મંદ ફળ દેવાની શક્તિ તથા રસ પડે તેને અનુભાગ બંધ કહે છે.

૨૬૮ પ્રશ્ન—આ ચાર બંધ પડવાના કયા કયા કારણો છે?

ઉત્તર—પ્રકૃતિ અને પ્રદેશ બંધ થવાનુ કારણ મન, વચન, કાયાના યોગ છે અને સ્થીતિ તથા અનુભાગ બંધનું કારણ ક્રોધ, માન, માયા, લોભ અને રાગદ્વેષ છે. સર્વ કર્મમાં એક મોહનીય કર્મ પ્રધાન છે, આઠ કર્મનાં રાજા છે અને જ્યાં સુધી મોહનીયનો ઉદય છે ત્યાં સુધી જ કર્મનો બંધ થયા કરે છે. જ્યારે દર્શનમોહ (મિથ્યાત્વભાવ) નાશ થાય છે ત્યારે મોક્ષ સન્મુખ થવાય છે અને ચારિત્ર મોહ (રાગદ્વેષ હાસ્ય વિષયાદિ) નાશ થાય ત્યારે અનંતસુખ (મોક્ષ) પ્રાપ્ત થાય છે. જેમ વૃક્ષનુ મૂળ નાશ થતાં વૃક્ષ વિનાશ પામે છે, સેનાધિપતિ નાશ પામતા સેના હારી

જાય છે તેમ મોહનીય કર્મના નાશ કરવાથી સકલ કર્મ નાશ પામે છે. માટે મોહને જીતવા હમેશાં ભેદભાવના ચિંત્વન કરી વિષય-કષાય ઘટાડવાં જોઇએ.

૨૬૯ પ્રશ્ન—અંતરાય કર્મની આત્મા ઉપર શું અસર થાય છે?

ઉત્તર—આત્માની શકિતને ઢાંકે તેને અંતરાય કહે છે. આત્માની શક્તિના મુખ્ય પાંચ ભેદ છે. ૧ દાન, ૨ લાભ, ૩ ભોગ, ૪ ઉપભોગ અને ૫ વીર્ય. જ્યારે તીવ્ર અંતરાય કર્મના ઉદય હોય ત્યાર અન્ન વસ્ત્ર પુસ્તક ઐાષધ આદિ બાહ્ય (જડ) પદાર્થોનું દાન દેવા મન થતું નથી, તેવી વસ્તુનો ભોગોપભોગ ( ઉપયોગ ) સ્વયં કરી શકતો નથી, અને કોઇ પણ કામમાં બલ હોતું નથી, જ્યારે થોડા પ્રમાણમાં અંતરાય કર્મ દૂર કરે છે ત્યારે અન્ન વસ્ત્ર પુસ્તક ઐાષધાદિ બાહ્ય પદાર્થોનું દાનાદિ હર્ષથી કરી શકે છે. જ્યારે વધારે પ્રમાણમાં અંતરાય કર્મ દૂર કરે ત્યારે સમ્યગ્ જ્ઞાન દર્શન ચારિત્રનું પોતાની આત્માને અને અન્યને દાન આપે છે તેવા ગુણોનો લાભ ( પ્રાપ્તિ ) થાય છે, તેમાંજ આનંદ માને છે. આત્મિક સુખનો ભોગોપભોગ કરે છે અને તેવા ઉત્તમ કામમાં વીર્ય શક્તિ લગાવે છે અને સર્વથા અંતરાય કર્મનો નાશ કરવાથી અનંત જ્ઞાન દર્શન સુખ શક્તિનું પોતાની નિજ આત્માનેજ દાન આપે છે. આ ગુણો પ્રકટ કરવારૂપ લાભ પામે છે, તેમાં રમણરૂપ ભોગોપભોગ કરે છે અને તે અવસ્થા અક્ષયરૂપ પરિણમે છે તે અનંત વીર્ય છે. આ પ્રમાણે અંતરાયનું સ્વરૂપ જાણી સર્વથા તે ક્ષય કરવા પ્રયત્નશીલ થવું જોઇએ. ભાવના અને પુરૂષાર્થથી સર્વ કર્મ ક્ષય થાય છે.

૨૭૦ પ્રશ્ન—જીવ ઉપર લોકના અગ્ર ભાગે સિદ્ધ ક્ષેત્રમાં સિદ્ધ રૂપ થઇ કયારે બિરાજે ?

ઉત્તર—પાંચ આશ્રવનો ત્યાગ કરી ઉત્કૃષ્ટ સંવર નિર્જરા ધારણ કરે ત્યારે ચારે જાતના બંધનો નાશ કરી આઠ કર્મ રહિત થાય અને સિદ્ધ ગતિ પામે અને પોતાનો ઉંચે જવાનો ગુણ પ્રગટ કરે.

૨૭૧ પ્રશ્ન—મોક્ષ કોને કહે છે ?

ઉત્તર—(૧) સર્વ કર્મનો સર્વથા નાશ થાય (૨) જીવ ચારે પ્રકારના બંધથી રહિત થાય અને (૩) અનંત આત્મિક ગુણો પ્રગટ થાય તેને મોક્ષ કહે છે.

૨૭૨ પ્રશ્ન—મોક્ષના કેટલા પ્રકાર છે ?

ઉત્તર—બે (૧) દ્રવ્ય મોક્ષ, અને (૨) ભાવ મોક્ષ. રાગ, દ્વેષ, રહિત આત્માના શુદ્ધ ઉપયોગને ભાવ મોક્ષ કહે છે અને તે દ્વારા કર્મ દળ દૂર થાય તેને દ્રવ્ય મોક્ષ કહે છે કારણ કર્મદલનું દૂર થવુ તે દ્રવ્ય છે અને આત્મોપયોગ તે ભાવ છે.

સમકિત ગુણ પ્રગટ થતાં અંશથી (દેશ થકી) ભાવ મોક્ષ થાય છે એટલે ચોથા ગુણ સ્થાનકથી જીવ મોક્ષના સુખનો અનુભવ કરે છે જેને આત્મિક સુખ કહે છે અર્થાત્ સર્વ ઈચ્છા, વાંછા, અભિલાષા રહિત સંકલ્પ વિકલ્પ રહિત આત્મ ધ્યાનમાં સ્થિરતા થવી તેજ ભાવ મોક્ષ છે.

૨૭૩ પ્રશ્ન—મોક્ષ પ્રાપ્તિના કેટલા ઉપાય છે ?

ઉત્તર—મોક્ષ પ્રાપ્તિના મુખ્ય બે ઉપાય છે (૧) વ્યવહાર મોક્ષ માર્ગ અને (૨) નિશ્ચય મોક્ષ માર્ગ.

૨૭૪ પ્રશ્ન—વ્યવહાર મોક્ષ માર્ગ કોને કહે છે ?

ઉત્તર—વ્યવહારના બે ભેદ છે (૧) અશુદ્ધ વ્યવહાર જેમાં આત્મ ભાવના જાગી નથી (૨) શુદ્ધ વ્યવહાર જેમાં આત્મ ભાવના જાગૃત થઈ છે અને જે નિશ્ચયને પ્રાપ્ત કરાવવા સમર્થ છે. તેના ચાર પ્રકાર છે (૧) સમ્યગ્ જ્ઞાન (૨) સમ્યગ્ દર્શન (૩) સમ્યગ્ ચારિત્ર અને (૪) સમ્યગ્ તપ.

૨૭૫ પ્રશ્ન—નિશ્ચય મોક્ષ માર્ગ કોને કહે છે?

ઉત્તર—નિશ્ચય નયથી સમ્યગ્ જ્ઞાન, દર્શન, ચારિત્ર સ્વરૂપ શુદ્ધ આત્માજ પોતે મોક્ષનું કારણ છે.

દોહા—" પરમ જ્ઞાન તે આત્મ હૈ, નિર્મલ દર્શન આત્મ;
શુદ્ધ ચારિત્ર આત્મ છે, નિર્મલ તપ પણ આત્મ ॥૧॥
દર્શન જ્ઞાન ચરણ કહે, શિવ મારગ વિવહાર;
એક રૂપ ચેતન લસે, નિશ્ચય મોક્ષ વિહાર ॥ ૨ ॥

## ધ્યાનનું સ્વરૂપ.

૨૭૬ પ્રશ્ન—આત્માની શુદ્ધિ શાથી થાય છે?

ઉત્તર—ઉત્તમ ધ્યાનથી.

૨૭૭ પ્રશ્ન—ધ્યાન કોને કહે છે?

ઉત્તર—ચિંત્વન કરવાને ધ્યાન કહે છે.

૨૭૮ પ્રશ્ન—ધ્યાનના કેટલા પ્રકાર છે?

ઉત્તર—મુખ્ય ચાર પ્રકાર છે. (૧) આર્ત્ત ધ્યાન (૨) રૂદ્ર ધ્યાન (૩) ધર્મ ધ્યાન અને (૪) શુકલ ધ્યાન.

૨૭૯ પ્રશ્ન—આર્ત્ત ધ્યાન કોને કહે છે?

ઉત્તર—હર્ષ અથવા શોક કરવો; આત્મહિત સિવાયના વિચારો કરવા તે આર્ત ધ્યાન છે. તેના મુખ્ય ૪ ભેદ છે (૧) સુખ સંયોગમાં હર્ષ અને સુખ વિયોગમાં શોક અથવા ચિંતા કરે (૨) દુઃખ સંયોગમાં ખેદ અને દુઃખ વિયોગમાં

ખુશી થાય (૩) ભવિષ્યની ચિંતા કરે (૪) ઇંદ્રિય સુખ (વિષય સુખ)ના વિચારો કરે.

૨૮૦ પ્રશ્ન—આર્ત્ત ધ્યાનના ચિન્હ કેટલા છે?

ઉત્તર—મુખ્ય ચિન્હ ચાર છે. (૧) રૂદન કરે (૨) શોચ ફીકર કરે (૩) આંસુ લાવે (૪) વારંવાર યાદ કરે વિગેરે.

૨૮૧ પ્રશ્ન—રૂદ્ર ધ્યાન કોને કહે છે?

ઉત્તર—હર્ષ શોકના તીવ્ર વિચાર (પરિણામ)ને રૂદ્ર ધ્યાન કહે છે. તેના મુખ્ય ચાર પ્રકાર છે.

(૧) દ્રવ્ય પ્રાણ (શરીર, મન, વિગેરે), ભાવ પ્રાણ (જ્ઞાન, ચારિત્ર વિગેરે)ની હિંસા કરવામાં આનંદ માને (૨) અસત્યમાં આનંદ માને (૩) અનીતિ, ચોરી, ઠગાઇ, વિશ્વાસઘાત વિગેરે કરવામાં આનંદ માને (૪) શરીર ધન પરિવાર ભોગોપભોગના રક્ષણ માટે તીવ્ર મોહ રાખે અને તે માટે બહુ પાપ કરે વિગેરે.

૨૮૨ પ્રશ્ન—રૂદ્ર ધ્યાનના ચિન્હ કેટલાં છે?

ઉત્તર—મુખ્ય ચાર છે (૧) પાપ કરવામાં આતુર હોય તે ઉષ્ણુ દોષ (૨) આરંભ પરિગ્રહ ભોગાદિની બહુ તૃષ્ણા હોય તે (બહુલ દોષ) (૩) વસ્તુ સ્વરૂપને બિલકૂલ સમજે નહિં તે અજ્ઞાન દોષ, (૪) મરણ સમય નિકટ આવ્યા છતાં ભોગથી તૃપ્ત ન થાય—પોતાની ભુલ ન સુધારે, અપરાધની માફી ન માંગે "ખમત ખામણ" ન કરે એ મરણાંત દોષ ઇત્યાદિ.

દોહરો—પંચ પાપમેં હર્ષ જો, રૌદ્ર પાપકી ખાન;
હર્ષ શોકને જો ધરે, સો આર્ત પહિચાન ॥ ૧ ॥

૨૮૩ પ્રશ્ન—આર્ત રૂદ્ર ધ્યાનનું શું ફળ છે?

ઉત્તર—આર્ત્ત ધ્યાનથી પ્રાયઃ આ લોકમાં વ્યગ્રતા ચિંતા ભય અને પરલોકમાં તિર્યંચ ગતિ (પશુ પક્ષીનું) અને રૂદ્ર ધ્યાનથી પ્રાયઃ આ લોકમાં મહા ભય, રોગ, દુઃખ અને પરલોકમાં નરક ગતિનું આયુષ્ય બંધાય છે. આ બન્ને ધ્યાન અશુભ છે, આત્માને દુ.ખનું કારણ છે. માટે બન્ને ખોટાં ધ્યાન છોડવા યોગ્ય છે.

૨૮૪ પ્રશ્ન—આર્ત ધ્યાન શુભ ક્યારે કહેવાય ?

ઉત્તર—કષાયના મંદ ઉદયથી ધર્મ (જ્ઞાન, દર્શન, ચારિત્ર) ધર્મી (પંચ પરમેષ્ટી) અને ધર્મના ફળ (મોક્ષ) ની પ્રીતિ-રૂચી થાય અને ધર્મમાં વિઘ્ન આવતાં દુઃખ થાય તે શુભ આર્ત ધ્યાન છે. કોઇ દુઃખી જોઇ દયા આવે, જ્ઞાન વૈરાગ્ય ન થવા માટે તથા પાપ થવા માટે પશ્ચાતાપ થાય વિગેરે સારા કામોમાં રાગ અને ખરાબ કામમાં પશ્ચાતાપ તે શુભ આર્ત ધ્યાન છે. તેનાથી પાપ ક્ષય થાય, પુણ્યની વૃદ્ધિ થાય અને દેવ તથા મનુષ્યની સુગતિ મળે.

૨૮૫ પ્રશ્ન—ધર્મ ધ્યાન કોને કહે છે ?

ઉત્તર—ધર્મનો અર્થ સ્વભાવ અથવા શુદ્ધ ગુણ છે ધ્યાન એટલે વિચાર-ચિંત્વન. આત્માના શુદ્ધ સમકિત જ્ઞાન ચારિત્રાદિ ગુણોનું ચિંત્વન મનન કરે તેને ધર્મ ધ્યાન કહે છે, તેના ચાર પ્રકાર છે.

(૧) જીવાદિ નવ તત્ત્વનો વિચાર કરવો (આજ્ઞા વિચય)

દોહો—શ્રીજીન આજ્ઞામેં કહ્યો, વસ્તુ સ્વરૂપ જું માનિ;
ચિત્ત લગાવે તાસુમેં, આજ્ઞા વિચય સુ જાનિ. ॥૨॥

(૨) મોક્ષમાર્ગમાં વિઘ્નકારી મિથ્યાત્વ, અવ્રત, પ્રમાદ, કષાય, અશુભ યોગ છોડવાના વિચાર (અપાયવિચય)

દોહા—મોક્ષમાર્ગમેં વિઘ્નકો, મિટે કિણ વિધિ સોય;
ઇમ ચિંતે જ્ઞાની જબે, વિચય અપાય સુહોય. ॥૨॥

(૩) કર્મસ્વરૂપ વિચારી સુખદુઃખમાં સમભાવ રાખવો ( વિપાકવિચય )

(૪) લોકનુ સ્વરૂપ છ દ્રવ્ય લોકમાં છે તેનો વિચાર કરી આત્માનું સ્વરૂપ વિચારવું ( લોકવિચય )

દોહા—લોક સ્વરૂપ વિચારિકે, અપના રૂપ નિહાર;
પરમારથ વ્યવહાર મુનિ, મિથ્યા ભાવ વિદાર ॥૩॥

૨૮૬ પ્રશ્ન—ધર્મધ્યાનના લક્ષણ કેટલાં છે?

ઉત્તર—મુખ્ય ચાર છે ( રૂચિ એટલે આત્મદર્શન પણ થાય છે ) (૧) તત્ત્વજ્ઞાનથી આણારૂઇ ( આત્માનુભવ ) (૨) વિશેષ ક્ષયોપશમથી, સ્વભાવથી આત્માનુભવ ( નિસર્ગરૂઈ ) (૩) ઉપદેશની રૂચી, સત્ય વાણી સાંભળી આત્માનુભવ થાય (૪) સુત્ર, અર્થ અને ભાવાર્થના વાંચન મનનથી આત્માનુભવ થાય.

૨૮૭ પ્રશ્ન—ધર્મધ્યાનને વિચારવાના સાધન ( અવલંબન ) કેટલાં છે?

ઉત્તર—મુખ્ય ચાર છે. (૧) આત્મહિત થાય તેવું જ્ઞાન વાંચવું (૨) આત્મહિતના પ્રશ્ન પુછવા (૩) આત્મહિત થાય તેવું જ્ઞાન ચિંત્વન કરવું ( પરિયટ્ટણા ) (૪) ધર્મ સંબંધી વાર્તાલાપ ( વ્યાખ્યાન વાંચવું વિગેરે ધર્મકથા )

૨૮૮ પ્રશ્ન—ધર્મધ્યાનમાં કેવા વિચાર કરે?

ઉત્તર—અણુપેહા કરે (૧) એકત્વભાવના ભાવે. ! એક છું, શુદ્ધ છું, બુદ્ધ, અનંત જ્ઞાનાદિ સહિત છું (૨) અનિત્યભાવના ભાવે—શરીર ભોગ પરિગ્રહના સમાન વિચા

તેનો મોહ છોડે (૩) અશરણભાવના ભાવે—દુઃખથી બચાવવા ધર્મ સિવાય કોઇ શરણભૂત નથી. (૪) સંસારભાવના ભાવે—દ્રવ્યથી આખા લોકના સર્વ પુદ્ગલ અનંતવાર ભોગવ્યા છતાં તૃપ્તિ નથી ને બદલામાં મિથ્યા સુખ કરતાં અનંત દુઃખ મળ્યું છે. ક્ષેત્રથકી આખા લોકના સર્વસ્થાન અનંતવાર જન્મ મરણથી સ્પર્શ કરેલ છે. કાળથી અનંત પુદ્ગલ પરાવર્તન ભ્રમણ કરેલ છે ભાવથી સર્વ કષાયના પરિણામમાં જન્મમરણ કરેલ છ. (અનુભાગ બંધના સર્વસ્થાન ભોગવેલ છે.)

૨૮૯ પ્રશ્ન—શુકલધ્યાન કોને કહે છે ?

ઉત્તર—ક્રોધ, માન, માયા, લોભ, રાગદ્વેષ, હાસ્યાદિ, સર્વકષાય, તથા નોકષાય રહિત આત્માના શુદ્ધ વિચાર (પરિણામ)ને શુકલધ્યાન કહે છે. તેના મુખ્ય ચાર પ્રકાર છે. (૧) પોતાની આત્મામાં જ્ઞાન ચારિત્ર આદિ ગુણો જુદા જુદા વિચારે. ભેદસ્વરૂપ વિચાર (પૃથકત્વ વિતર્કસપ્રવિચાર) આઠમા ગુણઠાણાથી બારમા સુધી હોય (૨) જ્ઞાનાદિ સર્વ ગુણોના પિંડસ્વરૂપ આત્માને નિર્વિકલ્પપણે વિચારે અભેદ સ્વરૂપ વિચાર અહિં કેવળ જ્ઞાન પ્રગટ થાય, બારમે ગુણસ્થાનથી તેરમે જતાં અને તેરમા ગુણઠાણામાં કાયમ રહે (૩) મન, વચન, કાયાના બાદરયોગ સ્થિર કરી સૂક્ષ્મયોગ સ્થિર કરવા લાગે તે " સૂક્ષ્મક્રિયા અપ્રતિપાતિ ' તેરમા ગુણસ્થાનકની અંતે ને ચૌદમા ગુણસ્થાનકે હોય (૪) સૂક્ષ્મ તથા બાદર બંને યોગનો નાશ કરે. અહિં બાકીના ચાર અઘાતીકર્મ ક્ષય કરી મોક્ષમાં પધારે " સમુચ્છિન્ન કિરિય અનિયટ્ટિ "

૨૯૦ પ્રશ્ન—ધર્મધ્યાનનું ફળ શું ?

ઉત્તર—બહુ કર્મની નિર્જરા થાય અને આત્મા મોક્ષ-પ્રાપ્તિને નજીક થાય.

દોહો—ધર્મધ્યાનનો ફળ ભલો, પદ અહમેંદ્ર સુરેંદ્ર।
પરંપરા શિવપુર લહે, જો નર ધરે વિતંદ્ર ॥૧॥
( વિતંદ્ર–પ્રમાદને છોડીને )

૨૯૧ પ્રશ્ન—શુક્લધ્યાનનુ ફળ શું?

ઉત્તર—અતિશયપણે કર્મ ક્ષય થાય અને અંતરમુહૂર્તમાં ચારે ઘનઘાતી કર્મ નાશ કરી કેવળ જ્ઞાન, કેવળ દર્શન, અનંત આત્મિકસુખ અને અનંત આત્મશક્તિ એ ચાર જીવના મુખ્ય ગુણ પ્રગટ થાય.

દોહરા–સકલ કષાય અભાવ તે, ઉજ્વલ ચેતન ભાવ;
શુકલ ધ્યાન હોય તબે, કર્મ નિર્જરા ધાવ. ॥ ૧ ॥
સરવ કરમકા નાશ કરી, દેત મોક્ષ એ ધ્યાન;
શુકલ ધ્યાન હોય તબે, રહે સદા શુદ્ધ ધ્યાન. ॥૨॥

૨૯૨ પ્રશ્ન—હમેશાં ત્રિકાળ કેવી ભાવના ચિંત્વન કરવી જોઇએ?

ઉત્તર—દ્રવ્યાનુયોગ–તત્ત્વજ્ઞાનપૂર્વક હિંસા વિષય કષાય અજ્ઞાન મિથ્યાત્વનો નાશ કરી અકષાયી પરમ શુકલધ્યાન ચિંત્વન કરી સર્વ દુઃખ રહિત અનંત અતીંદ્રિય નિરાકુલ આત્મિક સુખ ( મોક્ષ ) પ્રાપ્ત કરીશ ત્યારે ધન્ય થઇશ.

આદિનાથ આદિ દઇ, વંદુ શ્રી વર્ધમાન।
સ્યાદ્વાદ વંદુ સદા, પ્રગટો અતિશય જ્ઞાન ॥

સંગ્રાહક—**તત્ત્વપ્રેમી.**



ॐ

॥ तत्सत् श्री परमात्मने नमः ॥

કવિવર્ય

પ્રસિદ્ધ વક્તા પંડિત મહારાજ શ્રી નાનચંદ્રજી સ્વામીના

સુવિનીત શિષ્ય

મુનિ શ્રી સૌભાગ્યચંદ્રજી મહારાજે

ધ્રાંગધ્રા શહેરમાં કરેલા

# ૪૮ અવધાન-પ્રયોગો.

લેખક,

**મગનલાલ મોતીચંદ શાહ**

હેડ માસ્તર મ્યુનિસિપલ નળ બજાર, ગુજરાતી સ્કુલ

મુંબઇ.

પ્રકાશક,

જેચંદભાઇ કાળીદાસ-ધ્રાંગધ્રા.

પ્રથમાવૃત્તિ પ્રત ૧૦૦૦

વીરાત્ ૨૪૫૮ ઇ. સ ૧૯૩૨ વિક્રમાર્ક ૧૯૮૮

ધી રામરાજેન્દ્રસિંહજી પ્રિન્ટીંગ વર્કસ, લીંબડીમાં

સૈયદ ભાઇમીયા આલમમીયાએ છાપ્યું

# વસ્તુ નિર્દેશ.

શરીર, ઇંદ્રિયો અને ( જીવન વિધાયક ) પ્રાણ સિવાયનું કોઇ એક ઉચ્ચતત્ત્વ મનુષ્ય જીવનમા અસ્તિત્વ ધરાવતુ હોવું જોઇયે, કે જે દ્વારા મનુષ્ય **ननु–नच** એ શંકાઓનું સમાધાન કરી શકે છે અને અનેક આપત્તિઓમાં પણ શાન્તિ શોધી લે છે. આગળ વધીને તેજ તત્ત્વદ્વારા તે પ્રકાશનો પણ અનુભવ કરી શકે છે. કે જેને આત્મજ્યોતિ કહેવાય છે. પરંતુ તે તત્ત્વમાં એક વિરૂદ્ધ શક્તિ પણ હૈયાતી ધરાવતી હોવી જોઇયે કે જે દ્વારા તેનો અધઃપાત પણ વહેલો વહેલો થાય છે અને જેમ ઘુવડ આંખો હોવા છતાં સૂર્ય-પ્રકાશને દેખી શકે નહિ; તેમ તેવો મનુષ્ય પોતાના આત્મ પ્રકાશને પણ અનુભવી શકતો નથી.

તેથીજ મનુષ્યોના આ તત્ત્વ સમાન હોવા છતા ત્રણ વિભાગ પડે છે ઉત્તમ; મધ્યમ, અને કનિષ્ઠ, જે સંસ્કારી આત્માઓ હોય છે તેમાં આ તત્ત્વ સુંદર આકારમાં વિકાશ પામ્યું છે. તેથી તેને ઉત્તમ પુરૂષો કહેવાય છે જે પોતાનું અને પરનુ કલ્યાણ સાધી શકે છે.

આપણી જીવન યાત્રાનો સુંદર અર્થ સારે તેવુ ઉત્તમ તત્ત્વ, બીજુ કોઇ નહિ પરંતુ ( Mental Power ) મેન્ટલ પાવર અર્થાત્ માનસિકશક્તિ ( માનસ ) આજ તત્ત્વને અનેક તત્ત્વજ્ઞ પુરૂષોએ અને અને ઘણા સંતપુરૂષોએ લોહચુંબકની ઉપમા આપી છે જેમ લોહચુંબકમાં આકર્ષણ શક્તિ છે તેવીજ રીતે આ તત્ત્વમાં પણ છે. તે તત્ત્વ સુંદર અધ્યવસાય સાથે સદ્ વિચારો કરાવી આત્માને આકર્ષે છે તેથીજ સ્વર્ગનાં વિપુલ સુષમા રાચી રહેલા ઋધિમંત અને ઐશ્વર્યવંત દેવો પણ તે સ્થિતિને તો ખૂબ તલસે છે. ઉપાસના કરે છે કારણ કે આત્માનુભવ થવામાં અનુત્તર કારણ તેજ છે. તેથીજ કહ્યું છે કે **मन एव मनुष्यानां कारणं बंधमोक्षयोः**

મન એજ જીવોને દુઃખ અને સુખનું કારણ છે. સારાશ કે એ તત્ત્વ જ્યારે પારદર્શક (નિર્મલ) બને છે ત્યારે આંતર ડોકીયું કરી સ્વાનુભવ પ્રકાશ શીઘ્ર થઇ શકે છે.

આ વસ્તુ આગમ પ્રમાણુથી તો સિદ્ધજ છે. જ્યારે શ્રી અર્જુન સંસારથી ઉદ્વિગ્ન થયા ત્યારે પણ તે જ તત્વને જીતવાની સંજીવની શ્રી કૃષ્ણે તેમના જીવનમાં રેડી હતી.

આથી સિદ્ધ થઇ શકે છે કે મનુષ્ય જીવનની ઉચ્ચતા જે તત્ત્વ પર અવલબે છે તેની શક્તિ અપાર હોવી જાઇએ ! આટલી શક્તિનો સ્વામી હોવા છતાં હું પામર છું; નિર્બળ છું; તેમ કહેતો હોય તો સમજી લેવુ જોઇએ કે તેણે પોતાની શક્તિ સામે દૃષ્ટિ કરી નથી એટલુંજ નહિ પણ તે સબંધિ વિચાર પણ કર્યો નથી

તેવા મનુષ્યોનો માનસિક વેગ ઉલટો હોય છે; અને તે અપાર દુઃખસાગરમા ડુબકી ખાઇ ગુગળાતા હોય છે પોતાની અપાર શક્તિનું તેઓ બ્હારની વસ્તુઓમા લીલાઉ કરે છે અને ક્ષણિક સુખ માટે પોતાનો નિત્યાનદ ગુમાવે છે.

આથીજ મહા પુરૂષના જીવન અને કાર્યોની યાદી એ અત્યંત આવશ્યક વસ્તુ છે તેમના પ્રત્યેક સસ્મરણમાથી મનુષ્યને આશ્વાસન મળે છે. પોતાની અનત શક્તિ પોતામાજ છે તેની ઝાખી થાય છે અને તેથી તે ખડો થઇ પુરૂષાર્થને પથે પ્રયાણકરે છે. આજ દૃષ્ટિએ મહાપુરૂષોના જીવન અને કાર્યો સમજેપયયોગી હોઇ શકે

આ લઘુ પુસ્તકમાં જે કૃતિનુ ચિત્રપટ આળેખાયું છે તે તેજ માનસિક શક્તિ પૈકી છે, જેને અહી સ્મરણ શક્તિ કિંવા અવધાન શક્તિ તરીકે ઓળખાવી છે, અવધાન એટલે ગ્રાહ્ય વસ્તુને વ્યવસ્થાપૂર્વક મગજમા ગોઠવવી, આ પ્રયોગને માનસિક ચંચળતા જીતવાના શસ્ત્ર તરીકે ઓળખી શકાય કારણ કે એકાગ્રતા અને અન્યગ્રતા એ બે તો એમના મુખ્ય અગો છે. મનુષ્ય જીવનમા

માનસવેગ જેટલે અંશે જીતી શકાય તેટલે અંશે મનુષ્ય જીવનની સાર્થકતા અનુભવાય અને એવાજ સાધનો દ્વારા લૌકિક અ લોકોત્તર સિદ્ધિ પામી શકાય તે હેતુએ આવા પ્રયોગોનુ નિરીક્ષણ પણ જીવનમાં કેટલુ આવશ્યક છે તે સહજ સમજી શકાય તેવી બિના છે વસ્તુ નિર્દેશ તરીકે, આટલું તાત્વિક વિવેચન કર્યા બાદ હવે આપણે હેતુવાદ યાને પ્રાસગિક ઘટનામાં પ્રવેશ કરીશું.



## હેતુવાદ

પૂજ્યપાદ તીર્થરૂપ મુનિ મહારાજ શ્રી નાનચંદ્રજી સ્વામીના શિષ્યરત્ન સૌજન્યશેવધિ શ્રી સૌભાગ્યચંદ્રજી સ્વામીજીએ ધ્રાંગધ્રા હાઇ સ્કુલમાં નેક નામદાર ખુદાવિંદ મહારાજાધિરાજ સર ઘનશ્યામસિહજી બહાદૂરના ખૂદ પ્રમુખપણા નીચે ભરાયેલા મેલાવડા સમક્ષ (સાયડ ૬૦) જેટલા અવધાન પ્રયોગો બતાવ્યા હતા; તે તમામ આ લઘુ પુસ્તકમાં ઉતારવાનો સ્તુત્ય પ્રયાસ કરવામાં આવ્યો છે.

આ પુસ્તકની પ્રસ્તાવના લખવી એટલે અવધાનના વિષય પર એક ન્હાનો સરખો નિબન્ધ લખવા જેવું ગણાય અને તેથી તે મહદ્ વસ્તુ નીરસ નિવડવા ભીતિ રહે; માટે તેમ નહિ કરતાં અંદર આપેલાં અવધાનની વસ્તુ સબંધિ સહજ ઇસારો તેમજ બીજું કંઇ પ્રાસંગિક લખવું એજ ઉચિત ગણાશે.

આ સ્થળે અવધાનથી લાભ તો અનેકવિધ થયો હશે, પરંતુ આ નિમિત્તે તીર્થરૂપ મુનિ શ્રી નાનચંદ્રજી મહારાજ તથા સૌજન્ય મૂર્તિ તેમના શિષ્ય વર્ગના શાળાના મકાનમા પધારવાથી સર્વે શ્રોતાજનો, દ્દષ્ટાઓ, વિદ્યાર્થીઓ અને ગામનો તમામ શિષ્ટવર્ગ પવિત્રતાના વાતાવરણનો શ્વાસ લઇ પરમ સુખ અને શાન્તિ અનુભવતા હતા આ ટાણે શ્રીમદ્ ભાગવતમાં નારદ મુનિની પધરામણીના સમયનું વચન સ્મરણમા આવતું હતુ

भवादृशाभागवताः तीर्थभूताः स्वयंविभो ।
तीर्थीकुर्वन्ति तीर्थानि स्वान्तस्थेन गदाभृता ॥

અર્થ-( આપ જેવા ભગવદ્ ભકતો સ્વયં તીર્થરૂપ છો અને આપના અંતઃકરણમાં શ્રી વિષ્ણુ ભગવાનનો વાસ છે એટલે આપ જે સ્થળમા પ્રવેશ કરો—ભલે તે તીર્થ સ્થળ હોય તો પણ તેને આપ પાવન કરનારા છે. )

સારાંશ એકે આવા પવિત્ર-પુરૂષો-મહાત્માઓના ચરણ-સ્પર્શથી ભૂમિ પવિત્ર થાય છે, અને સમીપસ્થ સર્વજનોના અંતઃકરણોમાં અનેરી પવિત્રતા અને શાંન્તિ પ્રવર્ત્તે છે. મારા જેવા સંસારી જનને તો મારી શાળામાં આવા પવિત્ર પુરૂષોની પધરામણી એજ પ્રથમ લાભ હતો

અવધાન પ્રયોગો માટે હુ શું કહું. ? અવધાનો ઉપર મારે વિવેચન કરવાની જરૂર નથી; અવધાનોની રસમયતા અને અવધાની મૂર્તિની અદ્‌ભુત મનઃશક્તિ તો પુસ્તક વાંચતાંજ અનુભવાશે.

સ્રગ્ધરા જેવા વિશાલ છંદના શ્લોકનું માત્ર એક ચરણ આપતાંજ બીજા ત્રણ ચરણની પાદપૂર્તિ. બે મીનીટથી ઓછા સમયમા રસમય અને અનુકૂલ કરી આપવી એ મુનિ મહારાજ શ્રી સૌભાગ્યચંદ્રજી સ્વામીનુ શીઘ્રકવિત્વ અને સંસ્કૃત ભાષાનું અસાધારણ જ્ઞાન વ્યક્ત કરે છે.

પાંચ પાંચ આકડાની પંદર રકમોનો સરવાળો; નવ આકડા જેવી મોટી રકમનો ભાગાકાર અને છ છ આંકડાની બે રકમોની અનેક અંતરાય વચ્ચે માનસિક ગુણાકાર કરી કહી આપવો એ મુનિશ્રીની અનુપમ ધારણા શક્તિ ( Refensive Power ) રિફ્રેન્સિવ પાવરનું દર્શન કરાવે છે.

સંસ્કૃત સંવાદ માટે પ્રશ્ન કરતાં વારજ તેના ઉત્તરમાં ગીર્વાણ ભાષાનો અવિચ્છિન્ન પ્રવાહ છૂટવો એ તે વિષયમાં અપ્રતિમ પ્રાવિણ્ય દર્શાવે છે.

તે સમયેજ વચ્ચે વચ્ચે ધૂન, રસમય કથા, સંવાદો આદિ બોધામૃતવચનો શ્રોતાજનોને મુગ્ધ કરી થોડા સમય માટે પણ સંસારના વિષમય વાતાવરણમાંથી છૂટકારાનો દમ ખેંચાવતાં હતાં.

આ તમામ અવધાનો વાંચતા વાચકને અનુપમ આનંદ મળે છે પરંતુ મારા જેવા શ્રોતાજનને તો આ વાંચતી વખતે તે સમયનું વાતાવરણ મન આગળ તરતું હોવાથી જે મનઃપ્રસાદ થાય છે તે વર્ણવવા મારી પાસે શબ્દો નથી.

કદાચ આ પ્રયોગે કોઇને શંકા થાય કે આવા પ્રયોગો કરવાનું ત્યાગી પુરૂષને શું પ્રયોજન ? તેનું સમાધાન શ્રી લેખક મહાશયે કર્યું છે તે સ્પષ્ટ છે; કે ચિત્તનિરોધ સિવાય કોઇ કાર્ય સિદ્ધ થઇ શકેજ નહિ; તો આત્મ હિત સાધવાજ નીકળેલા ત્યાગી પુરૂષોને તો એકાગ્રતા કેળવવા આવા પ્રયોગોની અનિવાર્ય આવશ્યકતા માનવીજ જોઇયે.

પણ તે સાધના જાહેરમા મૂકવાનો કે બતાવવાનો ઉદ્દેશ તો એજ હોઇ શકે કે આવી જાતની તકો સમાજને આપવાથી મનુષ્ય પોતાને ઓળખી શકે છે, અને પોતે અમૂલ્ય શક્તિનો સ્વામી છે. તેવી પ્રતીત થયાથી પુરૂપાર્થને પથે પ્રેરાય છે અને તેથી જે શક્તિ સુષ્ક પડી હોય તે અથવા દુર્વ્યય થતો હોય તેને અટકાવવાનો બોધ પ્રાપ્ત કરી શકે છે. અને જાગૃત થાય છે

તેથીજ આ સ્થળે જે ભાઇયો સાક્ષાત્ લાભ નથી લઇ શક્યા તેમને આ પ્રયોગોના વાચનથી પણ યત્કિંચિત ખ્યાલ તો જરૂર આવશે અને ગ્રાહકને વસ્તુની પ્રાપ્તિ પણ થશે એમ માનું છું; ને તેથી આ લઘુ પુસ્તક તૈયાર કરવામાં લેખકે જે પ્રયાસ સેવ્યો છે તે સ્તુત્ય છે ને સમાજોપયોગી છે એમ કહ્યા વિના રહી શકાતું નથી

છેવટમા આ અવધાનના પ્રસંગનો શ્રોતાવર્ગ કે દ્દષ્ટાવર્ગ ( Audience ) મુખ્યત્વે વિદ્યાર્થીઓનો બનેલો હોવો જોઇયે. એ સુપ્રશસ્ત છે એમ માનું છું અને અત્ર તેમજ હતું કારણ કે આટલી બધી ભિન્ન ભિન્ન બાબતો અસ્ત વ્યસ્ત રૂપમાં મૂકાયેલી તે સાંભળી લઇ

સ્મરણ શક્તિથી ધારણ કરી ક્રમ અને અન્વયસર પાછી કહી આપવી આવો અદ્‌ભુત પ્રયોગ વિદ્યાર્થીના માનસપર પ્રબળ અસર કર્યા વિના રહે નહિ અને તેઓને પોતાના અભ્યાસમાં ઉપયોગની સ્મરણ-શક્તિ અને ચિત્તની એકાગ્રતા સાધવા પ્રયાસ કરવા જરૂર પ્રેરેજ—કેમકે મનુષ્યની તમામ શક્તિ—માનસિક કે શારીરિક—અભ્યાસ કે કસરતથીજ કેળવાય છે.

વળી આવી શક્તિનો વિકાસ થવામાં કયો પુરૂષાર્થ કારણભૂત હોવો જોઇયે તે સ્ફુટ સમજાય છે. મન અને શરીરનું સૌષ્ઠવ અને સંપૂર્ણ કળા એજ બ્રહ્મચર્ય રૂપી તપ ઉપર અવલંબે છે એમ પ્રતીત થયા બાદ કોહીનૂરથી અધિક મૂલ્યવાન્ શરીરના ધાતુનું રક્ષણ કરી વિદ્યાર્થી પોતાના અભ્યાસમાં કટિબદ્ધ થાય તો તેણે ઉત્તમ પ્રકારનો પુરૂષાર્થ કર્યો ગણાય. **મનુ ભગવાન** કહે છે કે—

**नास्ति योगं विना सिध्धिः न वा सिध्धि त्विना यशः ।**
**नास्ति लोके यशोमूलं, ब्रह्मचर्यात् परंतपः ॥**

અર્થ—યોગ અર્થાત્ સતત ઉદ્યોગ વગર સિદ્ધિ પામી શકાતી નથી અને કઇ પણ પુરૂષાર્થ સિદ્ધિ કર્યા વિના યશ પ્રાપ્ત થતો નથી, પરંતુ તમામ ઐહિક કે પારલૌકિક સુખ કે સિદ્ધિ માટે બ્રહ્મચર્ય તપ જેવુ બીજુ એકે તપ નથી.

અંતિમમાં આ અવધાનોનું વાચન વિદ્યાર્થીઓના અનેકવિધ માનસિક વિકાશની ધગશ પ્રકટાવશે. અને સામાન્ય જનને પણ અવકાશના સમયે આ વાચન વિનોદની સાથે જ્ઞાન આપશે. એવી આશા રાખી વિરમુ છું

ૐ શાન્તિઃ ! શાન્તિઃ !! શાન્તિઃ !!!

હાઇસ્કૂલ
ધ્રાંગધ્રા
તા ૨૬-૭-૩૨

જટાશંકર મ. દવે.

# ૐ श्री परमात्मने नमः

## એક સુખદ પરિચય યા પ્રાસંગિક બે બોલ

મુંબઇમાં ગરમીની રજાઓ પડતાં હું તા–૧–૫–૩૨ ને રોજ વઢવાણકેમ્પ આવ્યો. આ વખતે અહીં મહાનુભાવ મહારાજ શ્રી સુંદરજી સ્વામી તથા કવિવર પંડિત મહારાજશ્રી નાનચંદ્રજી સ્વામી સપરિવાર પધાર્યા હતા. જેથી તે સર્વ મુનિયોના દર્શનનો લાભ મળ્યો, અને ઘણા દિવસે તેમની વ્યાખ્યાન વાણી સાંભળવાનો પણ પ્રસંગ પ્રાપ્ત થયો સાથે નવા મુનિયોનો પણ આ વખત પરિચય થયો. નવા મુનિ સૌભાગ્યચંદ્રજી મહારાજ સંસાર પક્ષમાં મુંબઇ હતા; તે વખતે ચીચપોકલી, માટુંગા, કાંદાવાડી અને ઘાટકોપર પરિચયમા આવેલા. તેમના હ્રદયમાં પ્રગટેલા વૈરાગ્યભાવની છાયા તેજ વખતે મને પડેલી. મહારાજશ્રી કીસનલાલજી તથા સૌભાગ્યમલજી પાસે તે વખતે તેઓ અભ્યાસ કરતા હતા. આ વખતે તેમની તીક્ષ્ણ બુદ્ધિનો પણ અનુભવ થયેલો. એ બધા સ્મરણ સાથે એક સંસ્કારી આત્માને આજે સાધુના વેશમાં જોઇ, તેમના ત્યાગની વિશેષતા પ્રત્યક્ષ થઇ; નાની ઉમ્મર એટલે યુવાવસ્થામાં પ્રવેશ, વાર્ષિક બે ત્રણ હજારની આવક, મુંબઇનો વૈભવ અને સગપણ કરેલી કન્યાને ચુંદડી ઓઢાડી ભગિની સમગણી સંસારથી વિરક્ત થવું, એ એમના ત્યાગની વિશેષતા હતી.

જ્ઞાન ચર્ચા આગળ ચાલતા જણાયું કે તેમણે જૈનાગમની સાથે ન્યાય ને તર્કનો પણ સારો અભ્યાસ કરેલો છે. તેની સાથે અવધાન શક્તિ પણ મેળવી છે. કચ્છ બીદડામાં ૯૧, મુંદ્રામા ૩૫ અને હમણાજ ધ્રાંગધ્રામા નામદાર રાજ સાહેબના પ્રમુખપણા નીચે ૪૮ અવધાન કર્યાની વાત સાંભળી એટલે સ્વાભાવિક રીતેજ તે અવધાનો જાણવાની ઇચ્છા થઇ,

અવધાન એ શી વસ્તુ છે તે જોવાનો પ્રથમ પ્રસંગ મને મુંબઇમાં શતાવધાની પંડિત શ્રી રત્નચંદ્રજી મહારાજે કરેલા અવધાન વખતે મળ્યો હતો. તે ઉપરથી તેનું એક પુસ્તક પણ મેં તે વખતે લખ્યુ હતુ. ભારત માર્તંડ પંડિત ગટુલાલજી, શ્રીમદ્ રાજચંદ્ર તથા શતાવધાની પંડિત રત્નચંદ્રજી મહારાજનાં બધાં અવધાનો જેણે વાંચ્યા હશે; તેને તેની ખૂબીનો ખ્યાલ આવ્યો હશે. તેમજ આવા જુદા જુદા અવધાની પુરૂષોની પ્રબળ શકિતની પણ કાંઇક ઝાંખી થઇ હશે. આત્માની શકિત અનંત છે અને તેને જો ખીલવવામાં આવે તો કેટલી હદ સુધી પહોંચી શકે છે. તે આવા પ્રયોગો વાંચવાથી, જોવાથી કે અનુભવવાથી સ્પષ્ટ થાય છે.

આ પ્રસંગે સ્વાભાવિક રીતેજ આવા અવધાની મુનિની કૃતિ–વિશેષતા સબંધે પૂછતાં તેમણે ધ્રાગધ્રામા કરેલા અવધાનોની રૂપરેખા કહી બતાવી અને આ ઉપરથી જો તમે તેનો સપૂર્ણ રિપોર્ટ તૈયાર કરો તો. ધ્રાંગધ્રા તરફથી પુસ્તક રૂપે બહાર પાડવાની ભાવના વ્યક્ત કરી મને તેમા રસ લાગ્યો, અને રિપોર્ટ તૈયાર કરવાનુ સ્વીકાર્યું. રિપોર્ટ તૈયાર કરતાં પહેલા વિનોદની ઇચ્છાથી મારા તરફથી એક સસ્કૃત કાવ્યની પાદપૂર્તિ આપવામા આવી તેના ઉપર આ વિદ્વાન મુનિ શ્રી સૌભાગ્યચદ્રજી મહારાજે સુદર ભાવનાયુકત શ્લોકનું અષ્ટક બનાવી, થોડાજ વખતમા મારી પાસે રજુ કર્યું. મને તે વાંચવાથી ઘણો આનંદ થયો, અને મુનિશ્રીએ મેળવેલા જ્ઞાન માટે ખરેખર માન ઉત્પન્ન થયું હુ ધારૂ છું કે જો આ શ્લોકનું અષ્ટક અહી દાખલ કરૂં, તો અન્ય વાંચનારને પણ તે આનદ આપશે એમ ધારી આ નીચે અર્થ સાથે તે આપવામા આવ્યુ છે. મારી આપેલી ચતુર્થ ચરણની પાદપૂર્તિ એ હતી કે–

“ येषां न चेतांसि त एव धीराः ”

મુનિશ્રીએ પહેલી પાદપૂર્તિનો શ્લોક ભકત કવિ નરસિંહ કે

તેમના જેવા પવિત્ર પુરૂષોને ઉદ્દેશીને નીચે પ્રમાણે પૂરી કરી આપો.

**निन्दा स्तुतिर्वास्तु घनङ्कदाचित्**
**लब्धं यथेष्टं यदिवा न लब्धम् ।**
**भ्रष्टानि न्याय्यपात्सुपथस्तथापि**
**येषां न चेतांसि त एव धीराः ॥ १ ॥**

અર્થ-નિન્દા થાઓ, કે સ્તુતિ થાઓ, ઇચ્છા મુજબ પૈસો મળો વા ન મળો; પરંતુ જેઓના ચિત્ત-ન્યાય માર્ગથી ચ્યુત થતાં નથી; તેજ ધીર પુરૂષો છે.—૧.

બીજા શ્લોકમા તેજ પાદપૂર્તિ સ્થુળીભદ્ર જેવા પ્રૌઢાત્માને ઉદ્દેશીને પૂરી કરવામાં આવી

**वाराङ्गनामञ्जुलनेत्रभङ्गा**
**भोगप्रसंगा विषयादिसङ्गाः ।**
**प्रलोभनानीति फलन्ति हर्तुम्**
**येषां न चेतांसि त एव धीराः ॥ २ ॥**

અર્થ—સુંદર રમણીઓના મનોહર કટાક્ષો, ભોગ ભોગવવા યોગ્ય દેહની સ્થિતિ, અને સર્વ વિષયોની સામગ્રી, આ બધા પ્રલોભનો-જેના મનને હરી શકતાં નથી તેજ ધીર પુરૂષો છે. ૨.

ત્રીજા શ્લોકમા તેજ પાદપૂર્તિ યુધિષ્ઠિર જેવા સ્થિરાત્માને ઉદ્દેશીને પૂરી કરવામાં આવી.

**संपत्तिलाभश्च दरिद्रता वा**
**निन्दा स्तुतिर्वास्तु करालकालः ।**
**एतच्च पश्चाद् विकृतिं भजन्ते**
**येषां न चेतांसि त एव धीराः ॥३॥**

અર્થ-સંપત્તિની પ્રાપ્તિ હો, કે દરિદ્રતા હો, નિંદા હો કે સ્તુતિ હો, ભયંકર કાળ આજ આવો કે પછી આવો; આ બધી હાલતમાં જેનાં મન વિકૃતિ અનુભવતાં નથી તેજ વીર પુરૂષો છે.

ચોથા શ્લોકમાં જનક જેવા જીવન મુક્ત આત્માને ઉદ્દેશીને પાદપૂર્તિ પુરી કરવામાં આવી.

कृपाणधारैर्निहतानि किंवा
पुष्पप्रहारैश्च सुलालितानि ।
समाश्रयन्ते खलु भेदभावं
येषां न चेतांसि त एव धीराः ॥४॥

અર્થ-જેના શરીરો તીક્ષ્ણ શસ્ત્રની ધાર વડે હણાયાં હોય. અથવા કોમળ પુષ્પ વડે રક્ષાયા હોય; આ બે વસ્તુમા કિંચિત્ માત્ર ભેદભાવને ખરેખર-જેના ચિત્તો અનુભવતા નથી તેજ ધીર પુરૂષો છે ૪

પાંચમાં શ્લોકમાં સુદર્શન જેવા અડોલ શિયળવંતા પુરૂષોને ઉદ્દેશીને પાદપૂર્તિ પુરી કરવામા આવી

कान्ताकटाक्षा निपतन्त्यभीक्ष्ण
क्रोधानलोवा दहते कदाचित् ।
स्पृशन्ति कामाश्च विकुर्वतेऽपि
येषां न चेतांसि त एव धीराः ॥५॥

અર્થ-જેના ઉપર કાતાના કટાક્ષ બાણો સતત્ વરસી રહ્યાં હોય, કદાચિત ક્રોધાનલ બાળી રહ્યો હોય તેમજ કાળ પણ સ્પર્શ કરી રહ્યો હોય છતા જેનાં ચિત્તમા એકજ આત્મ સ્મરણ રહે છે. તેજ ધીર પુરૂષો છે. ૫.

છઠ્ઠા શ્લોકમા હરિશ્ચન્દ્રાદિ સત્યવાદી આત્માને ઉદ્દેશીને પાદપૂર્તિ કરવામાં આવી

मानेऽपमाने च शिवेऽशिवे वा
दुःखे सुखे संपदि वा विपत्तौ ।
न्यायस्य मार्गाद् विमुखी भवन्ति
येषां न चेतांसि त एव धीराः ॥ ६ ॥

અર્થઃ-માનમાં, અપમાનમાં, કલ્યાણમાં કે અકલ્યાણમાં, દુઃખમાં કે સુખમાં, સંપત્તિમાં કે વિપત્તિમાં આ બધી સ્થિતિમાં-જેનાં મનો ન્યાયના માર્ગથી વિમુખ થતા નથી તેજ ધીર પુરૂષો છે. ૬.

સાતમા શ્લોકમાં વૈરાગ્ય અને ભક્તિના પ્રભાવથી જેણે આખા જગતને વશ કર્યું છે તેવા આત્માને ઉદ્દેશીને પાદપૂર્તિ પૂરી કર· કરવામાં આવી.

वैराग्यभक्तिप्रभुताप्रभावात्
वशीकृतं यै हिं जगत्समस्तं ।
स्खलंति किञ्चिच्च शुभेऽशुभे वा
येषां न चेतांसि त एव धीराः ॥ ७ ॥

અર્થઃ-વૈરાગ્ય ભક્તિ અને પ્રભુત્વના પ્રભાવથી જેણે સમસ્ત જગતને વશ કર્યું છે; એટલુજ નહિ પણ ગમે તેટલા શુભ કે અશુભ સંયોગોમા જેનાં મન બદલાતા નથી તે જ ધીર પુરૂષો છે. ૭

આઠમા શ્લોકમા જેણે પોતાનું સર્વસ્વ સમાજને અર્પણ કર્યું છે, એવા વીર પુરૂષોને ઉદ્દેશીને પાદ પૂર્ત્તિ પુરી કરવામાં આવી

समर्पितोवित्तकुटुंबमोहः
समाजसेवार्थमयं च देहः ।
मद्दुःखभारै श्चलितानि किंचिद्
येषां न चेतांसि त एव धीराः ॥८॥

અર્થ—જેણે પૈસો, કુટુંબનો મોહ, અને પોતાનુ શરીર સમાજ સેવામાજ અર્પણ કર્યા છે, તેમજ ઘણી મુશ્કેલીઓમા પણ જેના પ્રબળમન જરાપણુ ચલિત થયા નથી તેજ ધીર પુરૂષો છે.

ઉપરની કૃતિ ઉપરથી મુનિશ્રી સૈભાગ્યચદ્રજી સ્વામીએ સંસ્કૃત ભાષા-પર સારો કાબુ મેળવ્યો છે એમ વાચનારને જણાયા વિના રહેશે નહિ

સંસ્કૃત ભાષા શીખવી કેટલી કઠણ છે. તે તેના અભ્યાસીઓ સારી રીતે જાણી શકે છે; પરતુ તેમા કાવ્ય કરવાનું તથા વાતચીત કરવાનુ, કે વ્યાખ્યાન આપવાનું, કેટલું દુર્ઘટ છે, એ અનુભવ વિના જાણી શકાય નહિ

અવધાનમાં આટલા જ્ઞાનથીજ બસ થતું નથી. આ કાર્યમાં સ્મરણ શક્તિને અદ્‌ભુત રીતે કેળવવી પડે છે, તથા તાત્કાલિક કાવ્ય કરવાની શકિત પણ પ્રાપ્ત કરવી પડે છે તેની સાથે પર ભાષાનુ પણ મુખ્ય મુખ્ય જ્ઞાન મેળવ્યા વિના ચાલતુ નથી વળી ગણિતનું પણ ઉંચુ જ્ઞાન પ્રાપ્ત કર્યા વિના તેવા કૂટ પ્રશ્નોના જવાબ આપી શકાતા નથી મુનિશ્રીએ પ્રથમ અવધાનના ગુણાકારનો આપેલો જવાબ એ એમણે મેળવેલા જ્ઞાનની પરાકાષ્ટા સિદ્ધ કરે છે કોઇ કહેશે કે સાધુઓને આવા અવધાનની શી આવશ્યકતા છે? તેનો જવાબ એટલોજ કે, સ્મરણ શક્તિ અને તાત્કાળિક બુદ્ધિનો ઉપયોગ મનુષ્ય માત્રને કરવો પડે છે તો પછી સાધુઓને તેની જરૂર કેમ ન હોય? શાસ્ત્રોના ગૂઢ રહસ્યો સ્મરણમા રાખી વારવાર તેનું પ્રતિપાદન કરવુ પડે છે સાધુઓને સ્મરણ શકિત ને ધારણા શકિત કેળવવાનું શાસ્ત્રનું ખાસ ફરમાન છે અભ્યાસથી આગળ વધતાં વધતા આ શકિતઓ વડે શ્રુત, અવધિ આદિ જ્ઞાન મેળવી શકાય છે.

જ્ઞાન અને સ્મરણ શકિતના પ્રભાવે મહાનુભાવ પંડિત શ્રી રત્નચદ્રજી સ્વામી ઉચી કોટીના શાસ્ત્રીય પુસ્તકો, પ્રાકૃત માગધી કોષો અને વ્યાકરણના ગ્રથો બનાવવાને ભાગ્યશાળી થયા છે એ

સુવિદિતજ છે. તેમજ જે ઋષિ મુનિયોએ વીરવાણીને શાસ્રારૂઢ કરાવી આપણી સમક્ષ મૂકી છે તે ખરેખર તેમની સ્મરણ શકિતનીજ પ્રસાદી છે. એમ જૈન ઇતિહાસ સમજાવે છે.

પરિચયની છેલ્લી મીમાસામાં ફકત એકજ કથન ઉમેરવાનું રહે છે. તે એકે–આટલા સારા જ્ઞાનની પ્રાપ્તિ છતાં મુનિશ્રી વિનયથી અલંકૃત છે.

પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી દેવચદ્રજી સ્વામીની અનન્ય સેવા ભકિતમાં લાબો કાળ ગાળી જેણે ગુરૂનો ભારે આશીર્વાદ મેળગ્યો છે; એ કવિવર નાનચદ્રજી સ્વામીના આ વિદ્વાન શિષ્ય તેમના જેવાજ સેવાભાવિ નીવડે

હવે મુનિ શ્રીના જીવનની થોડી રૂપરેખા દર્શાવી આ પ્રસ્તા પુરો કરીશ.

## મુનિ શ્રી સૌભાગ્યચંદ્રજી સ્વામીની જીવનરેખા

મુનિશ્રીનો જન્મ વીસાશ્રીમાળી સ્થાનકવાસી વણિક કોમમાં મોરબ તાબે ટોળ ગામમાં સંવત ૧૯૬૧ ના શ્રાવણ વદ ૭ ને રોજ થયે હતો. તેમના પિતાનુ નામ નાગજીભાઇ અને માતાનું નામ મોતી બાઈ હતુ બે વરસ પછી તેમના માતા પિતાએ રાજકોટ નિવાસ કર્યો. જીંદગીમાં ચડતી અને પડતીનો અનુભવ જેમ મનુષ્ય માત્રને થાય છે; તેમ આ કુટુંબને પણ થયો હતો પરંતુ મહેનતુ અને કરકસરવાળા જીવનથી તે સમય પસાર થયો તો ખરો. પણપુન પોતાના વતનમાં પાછુ ફરવું પડયુ એવામા તેમના પિતાશ્રીને સ્વર્ગવાસ થયો. જેથી તેઓ પોતાની માતા સાથે પોતાના મોસાળ બાલંભા ગયા. ત્યા ગુજરાતી સાત ધોરણનો અભ્યાસ કરી, બાર વરસની ઉમરે નોકરી અર્થે તેમને મુંબઇ આવવું પડ્યું.

સારી નોકરીને અંગે ચાર પાચ વરસમા સ્થિતિ સુધરવા લાગી કે તુરતજ તેમની બ્હેનનાં લગ્ન કરવા પડયા, અને પોતાનુ મગ

પણ પણ વાકાનેર થયુ યુવાસ્થામા પ્રવેશ થતાજ મોહમયી નગરીના મોહની ઝાંખી થવા લાગી સદ્‌ભાગ્યે તે વખતે ચાલતી સ્વદેશી ચળવળની અસર તેમના હૃદયપરપડી કે તુરતજ જીવનને ફેરવવાનો પ્રસંગ મળ્યો. આ પ્રસગેજ વૈરાગ ભાવનુ મૂળ રોપાયુ. જીવન પ્રણાલિકા સાદી બનાવવાની સાથે ધર્મમય બનાવવાના ફણગા ફુટવા લાગ્યા. તે સમયે કવિવર્ય મહારાજશ્રી નાનચંદ્રજી સ્વામીનુ ઘાટકોપર ચાતુર્માસ થતાં તેમની અમૂલ્ય અને હિતકર વાણીનો લાભ લેવાનો સુયોગ પ્રાપ્ત થયો. એ દુધમાં સાકર મળે તેમ મળ્યુ. સાદા જીવનમાં વૈરાગની છાયા, અને ધર્મનો બોધ. આ ત્રિપુટીના યોગે ચારિત્ર્ય લેવાની ભાવનાને પ્રબળ બનાવી બીજી બાજુ નોકરીમા માસિક ૫૦ ના પગારમાથી ૭૫–સો, દોઢ સો, અને છેલ્લા બસો રૂપીયા મળવા લગ્યા પરતુ ત્યાગની ભાવના વધતા તે સ્વીકારવાની જીજ્ઞાસા ઉતરી ગઇ. આ વખતે તેમના માતાજી મુબઇ આવેલા પુત્રની આવી સારી સ્થિતિ જોઇ માતા મનમા આનદ માનતા. પરતુ પુત્રનો વૈરાગ્ય ભાવ માતાને અશાંત બનાવતો માતાને દુઃખ ન થાય એ ઉપર મુનિશ્રીએ ઘણુ લક્ષ આપ્યુ હતુ

કાળને યોગે આ વખતેજ તેમના માતુશ્રી દેવગત થયાં, અને સસારનું એક કઠિન બધન તેમનાથી જુદું પડયું તેમની બેન પણ આ વખતે તેમની સાથેજ હતા; પરંતુ બેનના ભાવને સમજાવવામાં ઝાઝી મુશીબત પડી નહિ મોસાળ અને એવા બીજા સગા સ્નેહીઓથી લગભગ નિવૃત્ત જેવા હવે તેઓ થઇ ગયા કે તુર્ત ધર્મ પુસ્તકોનુ અધ્યયન શરૂ કર્યું મહારાજ શ્રી સૈભાગ્યમલજી પાસે ૪–૬ માસ રહી ઉપયોગી તાત્પર્ય સમજી લીધું અને કવિવર નાનચદ્રજી સ્વામી પાસે દોઢેક વર્ષ રહી અધુરો અભ્યાસ પૂર્ણ કરી દીક્ષા લેવાનો ભાવ પ્રદર્શિત કર્યો; અને ગુરૂ પણ તેમનેજ ધારવા આ નિશ્ચય થઇ ગયો સગપણ કરેલી કન્યાને બ્હેન સમ ગણી

ચુંદડી ઓઢાડી. જે યોગબળ મહારાજ નાનચંદ્રજી સ્વામીએ વાપર્યું હતું તેજ યોગબળ મુનિશ્રી સૌભાગ્યચંદ્રજી સ્વામીએ વાપરી પોતાનું જીવન સુધાર્યું. મોરબી શહેર કે જ્યાં દીક્ષા નિમિત્તે ૩૫ વર્ષ થયાં વહેમ પેશી ગયો હતો ત્યાંજ તા. ને રોજ કવિવર નાનચંદ્રજી સ્વામી પાસે દીક્ષા અંગીકાર કરી. દીક્ષા પ્રસગે ઘણો વિશેષ પડતો ખર્ચ થાય છે. ત્યારે આ દીક્ષા સાદામાં સાદી ઢબથી. વિના ખર્ચે આપવામાં આવી હતી એ નોંધ લેવા જેવી બાબત છે.

દીક્ષા લીધા પછી મુનિશ્રીએ અભ્યાસમાં ઘણો વધારો કર્યો છે આજસુધીમા તેમણે જૈન થોકડા તથા સૂત્ર અધ્યયનો ઉપરાંત સસ્કૃત વ્યાકરણ, કાવ્ય ચતુષ્ટયી, સાહિત્ય ગ્રથો, અલંકારનું સાહિત્ય પ્રત નિબધન (કેદારભટ્ટ), જૈનીય ન્યાય, વૈશેષિક ન્યાયમા ન્યાયાચાર્યની પરીક્ષા સુધીના ગ્રથો, પ્રાકૃત (સિદ્ધહૈમ) માગધી તથા અંગ્રેજી ૭ ધોરણ સુધીનો અભ્યાસ કરેલો છે. મુનિશ્રીના જીવનની આ ટૂકી રેખા દોરી છે આપણે આશા રાખીએ કે તેઓનુ જ્ઞાન અને ચારિત્ર્ય અધિક અધિક ઉજ્વળ બનો

વઢવાણ કેમ્પ તા ૧૬–૬–૩૨ મગનલાલ મોતીચંદ શાહ

# અવધાનોની અનુક્રમણિકા.

| અવધાન | વિષય | પૃચ્છક |
|---|---|---|
| ૧ | ગુણ્ય ગુણકના ૭ આંકડાનો ગુણાકાર | માસ્તર શ્રી મયાશંકર રેવાશંકર દવે |
| ૨ | ધૂન (ધ્વનિ) | |
| ૩ | શ્લોકના પ્રથમ ચરણના આડા અવળા આઠ અક્ષરો | હેડ માસ્તર સા. શ્રી જટાશંકર મયાશંકર દવે |
| ૪ | ૭ શબ્દનું અંગ્રેજી વાક્ય | શ્રી ભીખાલાલ વ્રજલાલ સંઘવી |
| ૫ | મુનિશ્રીનું સંસ્કૃત સંભાષણ | |
| ૬ | ગુજરાતી નિબંધ "જીભનો સંયમ સ્વાદમાં અને વાદમાં" | માસ્તર શ્રી હીરાલાલ નરભેશંકર વૈશ્નવ |
| ૭ | કોડીની રમત | શ્રી મોતીલાલ શેઠ |
| ૮ | એક સરખા નવ આંકડાનો ભાગાકાર | શ્રી. કુવરજી સોમચંદ કોઠારી |
| ૯ | સમ ફેરકવાળી પાંચ અંકના સરવાળાની પંદર પૈકી નવ રકમ | શ્રી નટવરલાલ ચત્રભુજ શાહ |
| ૧૦ | પાછલા અંગ્રેજી વર્ષમાથી તારીખ અને માસ કહેવાથી વાર શોધી કાઢવો. | શ્રી. મોહનલાલ માણેકલાલ વ્યાસ |
| ૧૧ | જન્મભૂમિ વાત્સલ્ય પર નવો શ્લોક બનાવવો. | શ્રી. હીરાલાલ પ્રાણજીવન |
| ૧૨ | ધારી રાખેલી કેટલીક ઇચ્છાઓ પૈકી એક કહીઆપવી. | શ્રી ભગવાનજીભાઈ |
| ૧૩ | શ્લોકનું બીજુ ચરણ | હેડમાસ્તર શ્રી જટાશંકરભાઈ |

| | |
|---|---|
| ૧૪ પર્શ્યન વાકયના આડા અવળા શબ્દો | શ્રી. બળદેવ ડાહ્યાભાઇ માસ્તર |
| ૧૫ મુનિશ્રીનું સંસ્કૃત સંભાષણ | |
| ૧૬ ધાર્મિક વિષય પરત્વે સંસ્કૃત ભાષામાં વાતચીત (ચાલુ) | હેડ માસ્તર સા. સાથે |
| ૧૭ ગંજીપાના પાનાની રમત | શ્રી હરિલાલ ઉજમશી |
| ૧૮ ગુણાકારનો ગુપ્ત આંકડો કહેવો | શ્રી વલ્લભરામ મૂળજી |
| ૧૯ પાંચ આંકડાની પંદર રકમોના સરવાળાની બાકીની ૭ રકમ | શ્રી નટવરલાલ ચત્રભુજ શાહ |
| ૨૦ અંગ્રેજી કોઇપણ સાલના વાર અને તારીખ પરથી માસ કહેવો | ડોકટર શ્રી. સબાવાળા |
| ૨૧ સંસ્કૃત પાદપૂર્ત્તિ ઉપરથી નવો શ્લોક બનાવી આપવો | શ્રી ધનશંકર મોતીરામ દવે |
| ૨૨ ત્રણ આંકની સંખ્યાનો યંત્ર | શ્રી ગિરિજાશંકર માસ્તર |
| ૨૩ સસ્કૃત શ્લોકનું તૃતીય ચરણ | શ્રી હેડ માસ્તર સા. શ્રી જટાશંકરભાઇ |
| ૨૪ હિંદી વાકયના આડા અવળા શબ્દો કહેવા. | શ્રી. પ્રભુદાસ બાવાજી |
| ૨૫ થી ૩૨ સુધી — આઠ જણે ધારેલી આઠ સંખ્યાઓ કહેવી | શ્રી જગજીવનદાસ, શ્રી ભગવાનજી, શ્રી હિમતલાલ, શ્રી. ભીખાલાલ, શ્રી પ્રભુભાઇ, શ્રી કુંવરજીભાઇ, શ્રી. ડામરભાઇ, શ્રી જીરાભાઇ |
| ૩૩ શ્લોકનુ ચોથું ચરણ | હેડ માસ્તર સા. શ્રી જટાશંકરભાઇ |
| ૩૪ આડું અવળું સંસ્કૃત વાકય | માસ્તર શ્રી હીરાલાલ નરભેશંકર વૈશ્નવ |
| ૩૫ મુનિશ્રીની ગુજરાતીમાં બોધદાયક કથા (ચાલુ) | |

૩૬ સંસ્કૃત ભાષામાં વાતચીત પુરી હેડ માસ્તર સા. સાથે

| | |
|---|---|
| ૩૭ ચાર ગૃહસ્થ તરફનો વીંટીનો ચમત્કારી પ્રશ્ન | શ્રી. મોદી, શ્રી. દુલેરાયભાઇ, શ્રી. વાસુદેવભાઇ, શ્રી. વાલેરાવાળા |
| ૩૮ ગુપ્ત રાખેલી ચીઠ્ઠીનું નામ કહી આપવું | શ્રી. હંસરાજ નાનજી |
| ૩૯ પાસાની રમત | **નામદાર મહારાજા રાજ સાહેબ સર ઘનશ્યામસિંહજી બહાદુર** |
| ૪૦ ચોકસ તારીખ, માસ ને વાર ઉપરથી છેલ્લા સાત વરસની સાલ ખોળી કાઢવી | રંગુનવાળા શ્રી હંસરાજભાઇ |
| ૪૧ ગુજરાતી પાદપૂર્તિ ઉપરથી નવો છંદ બનાવી આપવો | શ્રી. વાસુદેવભાઇ |
| ૪૨ સોળ ખાનાનો યંત્ર | શ્રી. વિશ્વંભર માસ્તર |
| ૪૩ બાળ લગ્નની પ્રથા સંબધે ગુજરાતીમાં વાતચીત | શ્રી. વાસુદેવભાઇ |
| ૪૪ આડુ અવળું ગુજરાતી વાક્ય | શ્રી. દયાશંકર રઘુરામ દવે |
| ૪૫ મુનિશ્રીની ગુજરાતીમાં બોધ-દાયક કથા (સંપૂર્ણ) | |
| ૪૬ ૭ કોઠામાથી છુપાવેલો અંક કહેવો | શ્રી સુખલાલ કુબેરદાસ |
| ૪૭ યોગ્ય ગણિતના આધારે હરકોઇની ચોકસ જન્મ તારીખ કહી આપવી | શ્રી. વિજયલાલ ચુનીલાલ |
| ૪૮ અંગ્રેજી વાકયના આડા અવળા શબ્દો | **નામદાર મહારાજા રાજ સાહેબ સર ઘનશ્યામસિંહજી બહાદુર** |

કવિવર સુપ્રસિદ્ધ વકતા મહારાજશ્રી નાનચંદ્રજી સ્વામીના
સુવિનીત શિષ્ય શતા૦ શ્રી સૌભાગ્યચંદ્રજી સ્વામીએ
તા. ૨૫-૪-૩૨ ને રોજ શ્રી ધ્રાંગધ્રા શહેરમાં કરેલી

# અવધાન-ક્રિયા

ધ્રાંગધ્રા એ ઝાલાવાડનું પાટનગર અને ઝાલા કુળ દીપક રાજાઓનું ઐતિહાસિક રાજધાનીનું શહેર છે. અગાઉના શૂરા અને સખાવતી બહાદુર અને મહારાજાઓનાં ચારિત્રો વાંચતાં ધ્રાંગધ્રાનો ઇતિહાસ કાંઇક અનેરો ભાસ કરાવે છે. ત્યાંની પ્રજા પણ પ્રૌઢ ને સંસ્કારી ગણાય છે. ત્યાંનો જૈન સંઘ પણ શ્રદ્ધાળુ ને ધર્મ પ્રેમી છે; એટલુંજ નહિ પણ ત્યાંના યુવકો નીડરને ગુણાનુરાગી ગણાય છે

કચ્છના લાંબા પ્રવાસથી પાછા ફરતાં શાંત સ્વરૂપ મહારાજશ્રી સુંદરજી સ્વામી, કવિવર પંડિત મહારાજશ્રી નાનચંદ્રજી સ્વામી, મુનિ શ્રી હર્ષચંદ્રજી સ્વામી, મુનિ શ્રી ચુનીલાલજી સ્વામી તથા મુનિ શ્રી સૌભાગ્યચંદ્રજી સ્વામી ધ્રાંગધ્રા પધારતાં સંઘ ઘણો ખુશી થયો, અને સૌએ નિર્ણય કર્યો કે મહારાજશ્રીનાં વ્યાખ્યાનનો બને તેટલો લાભ જરૂર લેવો.

કવિવર્ય મહારાજશ્રી નાનચંદ્રજી સ્વામીનાં જાહેર વ્યાખ્યાનોથી કચ્છ કાઠિયાવાડ, ગુજરાત તેમજ મુંબઇ અજાણ્યું નથી મુંબઇમાં ભરાયેલા સ્થાનકવાસી જૈન કોન્ફરન્સના અધિવેશન વખતે અપાયેલા તેમનાં વ્યાખ્યાનો જગજાહેર છે યુગ પ્રવર્તક તરીકે તેમના વ્યાખ્યાનની ગણના આજે જૈન તેમજ જૈનેતરમાં થવા લાગી છે ધ્રાંગધ્રાએ પણ તેવોજ લાભ લેવાનો નિશ્ચય કર્યો પ્રથમ વ્યાખ્યાન ઉપાશ્રયમાં અપાયું તે જગા ટૂંકી પડવાથી બીજે દિવસે બ્રાહ્મણની ભોજન શાળામાં વ્યાખ્યાન આપવાનો પ્રબંધ થયો શ્રોતાઓના રસમાં વધારો થવા લાગ્યો. અને મેદની વધવા માંડી જેથી ત્રીજું વ્યાખ્યાન કોટન એક્ષચેન્જ હોલમાં આપવામાં આવ્યું. આ વ્યાખ્યાનનો લાભ લેવા

નામદાર મહારાજા રાજસાહેબ સર ઘનશ્યામસિંહજી બહાદુર પોતાના અમાત્ય વર્ગ સાથે પધાર્યા હતા. મહારાજશ્રીના વ્યાખ્યાનની સભાપર ઉંડી અસર થઇ.

તે દરમ્યાન આ વખતે મહારાજશ્રીના વિદ્વાન અને વિનીત શિષ્ય શ્રી સૌભાગ્યચંદ્રજી મહારાજ કે જેઓએ ઉત્તમ અવધાન શક્તિ કેળવી છે; તેમણે અવધાન ક્રિયા કરી બતાવવી એવી ઇચ્છા સંઘના અગ્રેસરોએ પ્રદર્શિત કરી, અને નામદાર રાજસાહેબને આ ક્રિયા વખતે પધારવાની વિનતિ કરી. મહારાજા રાજ સાહેબે આ વિનતિ સ્વીકારી. જેથી તા. ૨૫-૪-૩૨ ને રોજ તેઓ નામદારના પ્રમુખપણા નીચે ૫૭ અવધાનો કરી બતાવવા એવો નિર્ણય જાહેર થયો

આખા ગામમા આ વાત પ્રસરી ગઇ, સૌને આ નવીન ક્રિયા જોવાની જીજ્ઞાસા ખૂબ વધી પડી કેમકે ધ્રાંગધ્રામાં આવા પ્રયોગો જોવાનો વખત કદાચ પહેલ વહેલો જ હશે.

અવધાન માટે હાઇસ્કુલનુ મકાન પસંદ કરવામાં આવ્યું હતું. તે દિવસ હાઇસ્કુલમાં જાહેર તહેવાર તરીકે રાખવામાં આવ્યો હતો. સ્ત્રી સમાજ અને નાના બાળકોને દાખલ કરવામાં આવ્યા હતા નહિ રાજકુટુંબ, અમલદાર વર્ગ, પ્રતિષ્ઠિત અને શિક્ષિત ગૃહસ્થો, તેમજ હાઇસ્કુલના ઉપલા ધોરણના વિદ્યાર્થીઓએ આ ક્રિયામા ભાગ લીધો હતો અવધાન ક્રિયા બરાબર તા. ૨૫-૪-૩૨ ને રોજ સવારે ૭ાા વાગે શરૂ કરવામા આવી હતી, અને ૧૨ા વાગ્યા સુધીમા ૪૮ પ્રયોગો કર્યા પછી તે બંધ કરવામા આવી હતી. ૫૭ પ્રયોગો કરવાનો અગાઉથી પ્રબંધ કરવામાં આવ્યો હતો; પરંતુ વધારે વખત માણસો બેશી ન શકવાના કારણે ૪૮ અવધાન થયા પછી કાર્ય સમાપ્ત કરવામા આવ્યું. પ્રમુખસ્થાને હીઝ હાઇનેસ ધી મહારાજા રાજસાહેબ સર ઘનશ્યામસિંહજી બહાદુર બિરાજ્યા હતા.

ॐ

# અવધાન પ્રયોગો.

## અવધાન ૧ લું.

પૃચ્છક—માસ્તર મયાશંકર રેવાશંકર દવે તરફથી ૭ આંકડા એટલે લાખ સુધીની ગુણ્ય ગુણકની સરખી સંખ્યાનો એક ગુણાકાર ૭૨૫૬૮૯ × ૭૨૫૬૮૯ પાટીયામાં લખવામાં આવ્યો. મુનિશ્રીએ રકમો ધારી લીધી અને ગુણાકાર રૂપે આવતો જવાબ અવધાનની પૂર્ણાહુતિ વખતે આપવાનું કહી બીજા અવધાનની શરૂઆત કરી.

## અવધાન ૨ જું.

બીજા અવધાનમાં મહારાજશ્રી એ ધૂનની ક્રિયા શરૂ કરી, અને સુંદર રાગમાં નીચેના ભાવ સ્ફુરણ શબ્દો સંભળાવ્યાઃ—

"અધમ ઉદ્ધારણ શ્રી અરિહંત, પતિત પાવન ભજ ભગવંત,"
'સહજાનંદી શુદ્ધસ્વરૂપી, અવિનાશી હું આત્મ સ્વરૂપ;"
"રઘુપતિ રાઘવ રાજારામ, પતિત પાવન સીતારામ."

પ્રિય આત્મ બંધુઓ ! આપણે હમણા બોલી ગયા, તેને ધૂન અથવા ધ્વનિ કહેવામાં આવે છે. આ વસ્તુ યોગ માર્ગમાં ચિત્ત નિરોધન એટલે મનની એકાગ્રતા કરવા માટે અત્યંત આવશ્યક છે. ચિત્તની વ્યગ્રતા એ દુઃખ અને જેટલે:અંશે ચિત્તનો નિરોધ તેટલો આનંદ. એ સમજવા જેવો વિષય છે. પ્રાણીઓ કહેછે કે અમે અધમ છીએ, પતિત છીએ અને સંસારમાં ડૂબેલા છીએ. આમાં કેટલો નમ્ર ભાવ છે! આ નમ્રતાનો ધ્વનિ એજ મંગળ રૂપ છે, કારણ કે ધૂન એટલે પરમાત્મા પ્રત્યેનો પોકાર અથવા અહંભાવ મારવાની વૃત્તિ.

અહંભાવ દૂર કરવા માટેજ બુદ્ધ દેવે ક્ષણિકત્વનુ પ્રતિપાદન કર્યું, વેદાન્તે મમત્વ પ્રતિબોધ્યું, નૈયાયિકોએ સર્વશક્તિમાન

ઇશ્વરત્વ સ્વીકાર્યું, સાંખ્ય દર્શન પ્રણેતા કણાદ મુનિએ પ્રકૃતિ અને પુરૂષત્વનું પૃથકત્વ બતાવ્યું. એ પરમ તત્વ દર્શિઓના સિદ્ધાંતને ઉપાસીને આપણુ કાર્ય પ્રવર્તન આગળ ચલાવીએ.

નાની વયના વિદ્વાન્ મુનિશ્રીના આવા ગૂઢ અને રસિક શબ્દો સાંભળી પ્રેક્ષકોને અતિ આહ્લાદ થયો.

## અવધાન ૩ જું.

પૃચ્છક—હેડ માસ્તર શ્રી જટાશંકર મયાશંકર દવેએ એક સંસ્કૃત અનુષ્ટુપ્ છંદ પસંદ કરી પ્રથમ ચરણના આઠ અક્ષરો આડાઅવળા નીચે પ્રમાણે કહ્યા આઠમો અક્ષર '**न्य**' પાંચમો '**प**' ત્રીજો '**द्दा**' સાતમો '**द्र**' ચોથો '**र**' બીજો '**र**' છઠ્ઠો '**र**' પહેલો '**प**' આ આઠ અક્ષરો મુનિશ્રીએ ધારી રાખ્યા.

## અવધાન ૪ થું.

પૃચ્છક—ભીખાલાલ વ્રજલાલ સંઘવીએ આડા અવળા શબ્દોમાં એક અંગ્રેજી વાકય એવી રીતે કહ્યુ કે જેનો ત્રીજો શબ્દ 'happy' છઠ્ઠો 'death' બીજો 'is' પાંચમો 'his' ચોથો 'before' પહેલો 'none' આ શબ્દો સાભળવાની સાથેજ મુનિશ્રીએ પાંચમું અવધાન શરૂ કર્યું.

## અવધાન ૫ મું.

મુનિશ્રીએ ગીર્વાણ ભાષામાં અલંકારયુક્ત કરેલુ સંભાષણ

**एकदा गगनविहारिणि शीतांशावस्तंगते मरीचिमालिनि च समुदिते सुप्रभाते एको विनयी शिष्योऽवद्य मुक्तं भवोत्तारणयानपात्रं सद्गुरुं प्रति प्राञ्जलिः प्रोवाच ।**

**भगवन् ? क्रियाहि पात्रोपहिता प्रसीदतीति तत्त्व-दर्शिभिर्यदुक्तं तत्र किंनाम पात्रं ? इति मे जिज्ञासा ।**

केचित् भाजनादिषु केचिच्च गणिकादिषु तत्प्रयोगं प्रयुञ्जते तत्रकिं तथ्यं कथं वा पात्रं भवतीति श्राव्यता-मुपकारतया ।

विनानुभवं ज्ञानं समीचीनतया न परिणमतीति विचार्य सद्गुरुणा गदितं भो बाल ? त्वद्दृष्टिपतितो घटः कथयिष्यति, किं नाम पात्रं कथं वा पात्रं भवतीति ।

अयं जडो घटः कथं वक्ष्यतीति शंकामकृत्वा शिष्यो गतस्तत्संनिधौ, गते च तस्मिन् घटोऽपि गुरुप्रभावेण मनुष्य वाचा वक्तु मारभत ।

रे भद्र ! किं नाम पात्रं कथं वा पात्रं भवतीति जिज्ञासाचेत्, पश्यमाम् योऽहमधुना घटाकारको दृश्ये सोऽहमासम् पुरा किल मत्स्वजनसहोदरैः सहमृत्तिका-रूपः खनिप्रदेशेषु आनंदेन विहरन् सन् ।

तावदेकदा लंबहस्तः स्थूलदेह एकः कुंभकारः कतिचिदस्त्राणि गृहीत्वा गर्दभादीन् वाहयित्वा च तत्रै वास्मत्स्थानं प्राप्तः खनितुं लग्नश्च बहिर्निष्काशिताः परमाणवो वयं किञ्चिदपि—अनुच्य विना दोपं राज-दण्डावलिततस्करा इव नीता गर्दभादिभि गृहमन्दिरम् ।

तत्रापि राशीकृत्वा जलं प्रक्षिप्य कुलालः पादैः पीडितु-मारब्धवान् पिण्डीभूतोऽहं पश्चात् चक्रमध्ये पातितो नितरांभ्रान्तोऽपि न रोदितः तांदुःखवार्तां श्रुत्वा स्तब्धीभूतः शिष्यः तुष्णीक् स्थितः ॥

## ગુજરાતી ભાષાંતર

એક દિવસે ગગનમા વિહાર કરતો ચંદ્રમા અસ્ત પામ્યો, અને જ્યારે સુપ્રભાતમાં પ્રભાકરની પ્રભાઓ ખીલી ત્યારે એક વિનીત શિષ્ય પાપરહિત અને ભવોદધિનાવસમાન સદ્ગુરૂ તરફ બે હાથ જોડી નમ્ર ભાવે કહેવા લાગ્યો,

હે પૂજ્ય ! મહાપુરૂષોએ એમ કહ્યું છે કે–પ્રત્યેક ક્રિયા ફળવતી ત્યારેજ બને છે કે જયારે તે ક્રિયા પાત્રમાં યોજાય; પણ પ્રશ્ન એ છે કે પાત્ર એ શું ? તે જાણવાની મારી તીવ્ર અભિલાષા આપ પૂર્ણ કરો.

કારણકે કેટલાક સજ્જનો ભાજનોને પાત્ર કહે છે ત્યારે કોઇ મનુજો ગણિકાને પાતર કહીને સબોધે છે તો સત્ય શું છે ? વા પાત્ર કોને કહી શકાય એ આપ સભળાવવાનો અનુગ્રહ કરો

તત્વજ્ઞાની ગુરૂએ વિચાર્યું કે અનુભવ વિના જ્ઞાન પરિપકવ થતું નથી; તેથી પ્રસગવશાત્ વિચારીને કહ્યુ કે બાળ ! તારી સામે જે વસ્તુ પડી છે તેજ તારા મનોરથને પૂર્ણ કરશે.

સામે તો કોઇ તત્વજ્ઞાની પુરૂષ નહોતો પણ એક જળનો ભરેલો ઘડો હતો આ જડ વસ્તુ મારી આવી શંકાનું નિવારણ કેમ કરી શકે ? એવો ભાવ શિષ્યના મનમાં સ્ફુર્યો નહિ. તે તુરત ત્યા ગયો. તેજ પ્રસગે નિર્વાક્ જડઘટ ગુરૂના પ્રભાવથી એક શિક્ષિત મનુષ્ય જેમ બોલે તેમ બોલ્યો હે ભદ્ર ! પાત્ર એ શી વસ્તુ છે અને પાત્ર કેમ થવાય છે એ જાણવાની જો તારી ઇચ્છા છે, તો મારા તરફ જો

જો હું હમણા ઘટાકૃતિ દેખાઉં છુ તેજ હુ પહેલાં મારા સ્નેહીઓ સાથે જંગલમાં કે ખીણોમાં માટી રૂપે આનદમાં રહેતો હતો એટલામાં એક વખત એક લાબા હાથવાળો અને જાડા દેહ

વાળો કુંભાર કેટલાક ઓજારો અને કેટલાક ગધેડાઓ લઇને અમારા નિવાસ સ્થળે આવ્યો; ને તુર્તજ ખોદવા લાગ્યો. પરમાણુ રૂપે બહાર નીકળેલા અમે કાંઇપણ બોલ્યા વગરના તેમજ કાંઇપણ દોષ કર્યા વગરના—જેમ મહદ્ રાજદંડમા ફસાયેલા ચોરની માફક અમને તેના નિવાસ સ્થળે લઇ ગયો. અને ત્યાં ઢગલા રૂપે બનાવી અંદર પાણી સીંચીને પગથી ખુંદવા લાગ્યો.

પછી પિંડરૂપ થયેલો હું ચાકડા ઉપર ચઢ્યો. ચક્કરને ઘણુંઘણું ફેરવ્યું, છતાં મેં મારી સહનશીલતા છોડી નહિ, અને આંસુનાં બિંદુઓ પણ સેરવ્યા નહિં. આ કષ્ટની વાત સાંભળીને શિષ્ય તો સ્તબ્ધ થઇને મૂંગોજ ઉભો રહ્યો

સંભાષણ અધુરૂ રાખી છઠ્ઠા અવધાનનો વિષય હાથ ધરવામા આવ્યો.

## અવધાન ૬ ઠું.

પૃચ્છક—વૈશ્નવ માસ્તર શ્રી હીરાલાલ નરભેશંકર તરફથી ગુજરાતીમાં 'જીભનો સંયમ સ્વાદમાં અને વાદમા' એ વિષયપર એક નિબંધ માગવામા આવ્યો. મુનિશ્રીએ તુરતજ તે વિષય લખાવવો શરૂ કર્યો

શાસ્ત્રકારોએ કહ્યું છે કે,—"**दृष्टिपूतं न्यसेत् पादम्**" એટલે પ્રથમ તપાસવું અને પછી પગલુ ભરવુ તેમ "**शास्त्र पूतं वदेद् वाक्यम्** એટલે યોગ્ય વિચાર કર્યા પછી સત્ય લાગે તેજ બોલવું

વાણીનો પ્રવાહ એવો હોવો જોઇએ કે જે વાણી મનોરંજન, અર્થયુક્ત અને પરિમિત હોય જેથી બોલનારનુ ને સાંભળનારનું મન પ્રફુલ્લિત રહે, ને વિક્ષેપનું કારણ ન થાય મિતભાષી અગર અલ્પભાષી વ્યવહારથી તેમજ નિશ્ચયથી પોતાનું હિત સાધી શકે છે. એક ચંદનનું વૃક્ષ આખા વનને સુવાસિત કરે છે, અને પશુ પક્ષી-

ઓને પોતા તરફ આકર્ષે છે, તેમ મિતભાષી મનુષ્ય પોતાના સૌજન્યથી પોતાના સમાજને, કુટુબને, દેશને અને વધારે આગળ વધીને કહીએ તો વિશ્વને પોતા તરફ ખેંચી શકે છે.

વાણીમાં જેટલો સંયમ અગત્યનો છે તેટલીજ અગત્યતા તેની મીઠાશની છે. કહ્યું છે કે,–" **प्रिय वाक्य प्रदानेन, सर्वे तुष्यन्ति जन्तवः** " મીઠી વાણીથી તમામ જીવોને સુખ પ્રાપ્ત થાય છે; એ ઉક્તિ સત્યજ છે. સારી વાણીથી સામાનું મન પ્રસન્ન થાય છે, અને આપણું ઇચ્છેલું આપણે મેળવી શકીએ છીએ.

જો માણસ ધારે તો મીઠી જીભથી સોનાનો વરસાદ વરસાવી શકે. તેજ જીભ કદાચ પોતાના પ્રાણઘાતક પણ નીવડે; આ બધું વાણીનું પરિણામ છે

આપણામા કહેવત છે કે " જીભ જીત્યો " એટલે " જગત જીત્યો " જેટલે અશે જીભનો સંયમ તેટલે અશે વધારે પ્રભુતા

વાણીનો સંયમ એ સાધારણ વસ્તુ નથી. મહા પુરૂષોજ એ પથે ચાલે છે. અસ્વાદ વ્રત એ મહાન પવિત્ર વ્રત છે સ્વાદ માત્રના સયમ ઉપરથીજ માણસના ચારિત્ર્યનું માપ કાઢી શકાય. "આહાર તેવો ઓડકાર" એ ઘણી જુની કહેવત છે, પણ તેમા ઘણુ સત્ય સમાએલું છે. જેવું અન્ન ખાઇએ તે પ્રમાણે બુદ્ધિનો વિકાસ થાય છે. ખાવા માટે જીવવું કે જીવવા માટે ખાવું એ વિચારવુ જોઇએ. આજે સેકડે ૭૫ ટકા માણસો ખાવા માટે જીવે છે જીવવા માટે ખાતા હોય તો આજે મનુષ્યોની સ્થિતિ આ નજ હોય પથ્ય ખાવુ અને અપથ્ય તજવું. પથ્યાપથ્યનો વિચાર ન ભૂલે તેણે જીભનો સયમ રાખ્યો કહેવાય જીભનો સયમ શારીરિક અને નૈતિક દૃષ્ટિએ કેટલો હિતકર છે એ વિષે વધારે બોલતા વધારે ટાઇમ જોઇએ જેથી આજે આટલેથીજ આ વિષય પૂર્ણ કરીશ

### અવધાન ૭ મું

પૃચ્છક–શ્રી મોતીલાલ શેઠે પોતાના બંને હાથમાં એકી અ
એકી એમ અગીઆર કોડી રાખી મહારાજશ્રી ને કહ્યું કે દરેક હાથમ
કેટલી કેટલી કોડી છે તે કહો મુનિશ્રીએ તરતજ તેનું ગણિ
કરાવતાં કહ્યું કે તમારા જમણા હાથની સખ્યાને ડબલ અને ડાબ
હાથની સંખ્યાને ત્રણ ગણી કરી સરવાળો કહો. સરવાળો ૨
કહેવામાં આવ્યો. તે લક્ષમાં રાખી જવાબ મુલતવી રાખ્યો.

### અવધાન ૮ મું.

પૃચ્છક–કોઠારી કુંવરજી સુરચંદ તરફથી એક સરખા નવ
આંકડાની રકમ ૧૧૧૧૧૧૧૧૧ ને ભાજ્ય તરીકે પસંદ કરી ૨૭
સતાવીશે ભાગવા ઇચ્છા જાહેર કરવામાં આવી મુનિશ્રીએ ભાગાકાર
લક્ષમાં ઉતારી જવાબ અવધાનને અંતે આપવા કહ્યું.

### અવધાન ૯ મું.

પૃચ્છક–શ્રી. નટવરલાલ ચત્રભુજ શાહે સમફરકવાળી પાંચ
આકડાની પંદર રકમો પૈકી નીચેની નવ રકમોનો સરવાળો કરવા
કહ્યું. ૮૭૯૬૭, ૮૭૬૨૧, ૮૭૨૭૫, ૮૬૯૨૯, ૮૬૫૮૩, ૮૬૨૩૭,
૮૫૮૯૧, ૮૫૫૪૫, ૮૫૧૯૯, મુનિશ્રીએ તે રકમો ધારી રાખી અને
બાકીની છ રકમો મળ્યા પછી સરવાળાનો જવાબ આપવા ઇચ્છા
બતાવી કે તુરત કામ આગળ ચાલ્યું.

### અવધાન ૧૦ મું.

પૃચ્છક–માસ્તર શ્રી. મોહનલાલ મણિલાલ વ્યાસે પૂછ્યું કે ઇ. સ.
૧૯૨૩ ના માર્ચની ૨૩ મી તારીખે શો વાર હતો ? જવાબ વિચા-
રતાંની સાથેજ અગીયારમો પ્રશ્ન પૂછાયો.

### અવધાન ૧૧ મું.

પૃચ્છક–શ્રી હીરાલાલ પ્રાણજીવનદાસે જણાવ્યું કે, જન્મભૂમિ

વાત્સલ્યપર એક સસ્કૃત અનુષ્ટુપ્ છંદ બનાવી આપો સાંભળતાજ મહારાજશ્રીએ નીચેનો શ્લોક લખાવ્યો, કે સૌ ચકિતજ થઇ ગયું

**सजातो येन जातेन, देशहितं समादृतं ।**
**तत्त्वज्ञैर्गदितं तत्त्वं, तत्कर्तव्यं मनीषिभिः ॥**

**ભાવાર્થ**–બુદ્ધિવાળા તત્ત્વજ્ઞ પુરૂષો વડે એવું કહેવાયેલુ છે કે, જે માણસોએ કર્તવ્ય સમજીને પોતાની જાતને દેશના હિતમાં અર્પણ કરી છે તેજ જન્મ પામેલો–તેનોજ જન્મ સાર્થક સમજવો.

### અવધાન ૧૨ મું.

આ અવધાનની કૃતિ કાંઇક નવીનજ હતી પૃચ્છકને કેટલીક ઇચ્છાઓ પૈકી એક મનમાં ધારી રાખવાની હતી તે મુજબ શ્રી. ભગવાનજીભાઇએ એક ઇચ્છા મનમા ધારી રાખી મહાજશ્રીએ તે વખતનો મનોગત ભાવ સમજી જવાબ આપવો બાકી રાખ્યો. વિચાર શ્રેણી હજુ ગોઠવાઇ નથી. ત્યા તો નવા કામનો આરંભ થયો

### અવધાન ૧૩ મું.

આ વખતે હેડ માસ્તર શ્રી જટાશંકરભાઇએ શ્લોકનું બીજું ચરણ આડું અવળુ નીચે પ્રમાણે સભળાવ્યુ સાતમો અક્ષર 'मू' પાચમો 'प' આઠમો 'खः' ત્રીજો 'द्रो' છઠ્ઠો **'रांग्'** પહેલો 'प' ચોથો 'ह' બીજો 'र'

### અવધાન ૧૪ મું.

પૃચ્છક–માસ્તર શ્રી બળદેવ ડાહ્યાભાઇ તરફથી ૬ શબ્દોનું એક પર્શિયન વાકય આડુ અવળુ નીચે પ્રમાણે કહેવામાં આવ્યુ. પાંચમો શબ્દ 'નમીશાયદ' ત્રીજો 'માની' પહેલો 'જુઝ' ચોથો 'રા' બીજો 'ખુદાબદાન' છઠ્ઠો 'સમ' આ શબ્દો સાભળતાની સાથેજ મહારાજશ્રીએ પોતાનુ સસ્કૃત સભાષણ શરૂ કર્યું

અવધાન ૧૫ મું.

અધુરૂ રહેલું સસ્કૃત સભાષણ—

पश्चाद् रज्ज्वा मच्छेदनं कृतं पुनश्च टप्पटप्पेति ताडित इति श्रुत्वा वत्सः प्रतिवक्ति । रे रे कियद् दुखं "शान्तं पापं शान्तं पापं।" भद्र मा बिभीहि अधुनापि मदृशा कथ भूता ? तत्सर्वं शृणु सावधानतया। तदनन्तरमस्मदीया परीक्षा समागता मज्जातीयाः सर्वे घटा महद् दावानले प्रक्षिप्ता स्तत्रापि। ये सोढुमशक्ति मंतो बभूवुः । ते सर्वेऽपि निष्कारणीभूता निःसारिता मार्ग मध्ये । किन्तु पक्वीभूतोऽहं पुनर्गृहमानीतस्तदनं तरमेकदा काष्ठरथ मध्ये मत्स्वामी सर्वजातीयान् घटान्समारोह्य चतुःपथ नीतवान् । तत्रानेकसन्नारीणामातुरा परिषद् दृष्टा यावद् वयं तत्र गत्वा स्थितास्तावत् पानबाइ, पुंजीबाइ, राणबाइ, रुडीबाइ, कंकुबाइ, केसरबाइ इत्यभिधानधारिण्यः सन्मानिन्यः समागताः समागत्य च हस्तैः टकटकेति टङ्कणं कृत्वा चरम परीक्षोत्तीर्णोऽहम् विक्रीतः ॥ एतत् सर्वं श्रुत्वाश्रुधारां निवहन् शिष्यो गद्गदस्वरं निगदति।

रे ! रे ! तदातु त्वन् मूल्यं निष्कलक्षं भाव्यं । त्वन् मूल्यं स्वल्पं विदधति ते मूर्खाः खलु ।

रे बाल ! मूल्येन किं ? मत्स्थानं कुत्र वर्तते तत् पश्य । अलंकारीभूतानाममूल्यरत्नानां स्थानमपि

रमणीनां कण्ठमध्य एव अन्येषामलङ्कारारणां तु पाद हस्तेष्वेव । किन्त्वहं स्वल्पमूल्योऽपि गजगामिनीनां युवतीनां शिरस्युपविशामि खल्वेतन् महन्मानं सहन-शीलतयैव ॥

जडानामपीदृशी स्वकर्तव्ये क्षन्तव्यता । तदा मानवा नाम् कीदृशीति विचारश्रेणिषु मज्जन् शिष्यस्तु पात्र शब्दस्य महतीं विभूतिं चिरञ्चिन्तयामास । वयमपि तदेव पुनः पुनः स्मराम इति गदित्वा विरमामि ॥

॥ॐ॥ शान्तिः शान्तिः शान्तिः

## ગુજરાતી ભાષાંતર.

ત્યાર પછી દોરડા વડે મને કાપીને ટીપવા માંડ્યો આ પ્રમાણે સાભળીને શિષ્યે સામો જવાબ આપ્યો અરેરે કેટલું બધું દુઃખ, તારા પાપની તો હદજ નહિ ઘડો કહે છે કે, હે ભદ્ર! આટલેથીજ બીને અટક મા બાપુ હજુ પણ મારી દશા કેવી થઇ તે બધું એક ચિત્તથી સાંભળ અમારી છેલ્લી પરીક્ષાનો સમય આવ્યો અને મારી જાતિના બીજા બધા ઘડાઓ સાથે અગ્નિમા હોમાયો ત્યાં પણ જેઓ એટલુ સહન કરવા અશક્ત હતા તે બધા માર્ગમાં નિસ્સાર ગણી ફેકી દેવાયા અને છેલ્લી પરીક્ષામા પાસ થઇને હું ફરી ઘેર આવ્યો. ત્યાર બાદ એક વખતે મારો ધણી ગાડામા બીજા કેટલાક ઘડાઓ સાથે લાવ્યો, અને મને રાજમાર્ગમા મૂક્યો ત્યા તો અનેક સન્નારીઓ ભેગી થઇ ગઇ તેઓમાની પાનબાઇ, પુંજીબાઇ, રાણબાઇ, રૂડીબાઇ, કંકુબાઇ, કેશરબાઇ એ બધી આવીને અમોને જોઇને હાથથી ટકોરા મારવા મંડી પડી આ છેલ્લી પરીક્ષામા પાસ થઇને હું વેચાયો

આ બધું સાંભળીને શિષ્યનાં નયનો ભીંજાયાં, હૃદય ધડકવા લાગ્યું, અને ગદ્દગદિત કંઠે કહેવા લાગ્યો. કે, રે ઘડા ! આટલા કષ્ટ પછી તો તારૂં મૂલ્ય લાખો સોના મહોરો હોવી જોઇએ, પણ તારૂં મૂલ્ય તો માત્ર બે પૈસાજ આંકવામાં આવે છે. તે આંકનાર ખરેખર મૂર્ખાઓજ છે.

ઘડો કહે, ઓ સાહસિક બાળક, મૂલ્યથી શી વિશેષતા છે? દુનિયાના લોકો લક્ષ્મીનેજ ઉન્નતિની પરાકાષ્ટા માની લે છે, પણ વસ્તુતઃ તેમ નથી. વિશેષતા સાધનની નહિ પણ સ્થાનની છે.

જો તો ખરો, મારૂં સ્થાન ક્યાં છે ? અલંકાર રૂપ બનેલા અમૂલ્ય રત્નોનું સ્થાન પણ રમણીઓના કંઠ સુધી હોય છે. અને બીજા અલંકારો તો હસ્ત કિંવા ચરણુનેજ ભજે છે. પરંતુ સ્વલ્પ મૂલ્ય છે છતાં ગજગામિની યુવતીઓનાં શિર પર તો હુંજ બેશી શકું. એ કેટલી ઉચ્ચતા ? કેટલુ મહત્વ ? આ બધું સહનશીલતાના પ્રભાવથીજ. નહિ કે સૌંદર્યથી પૂજા ગુણની છે આકૃતિ કે લિંગની નથી.

શિષ્યે વિચાર્યું કે—ઓહો ! જડની પણ પોતાના કર્તવ્યમાં આટલી સહનશીલતા હોય, તો પછી મનુષ્યમાં જો આ ગુણ પ્રગટે, તો પછી તેની કિંમત કેટલી થાય ? એ વિચાર શ્રેણીમાં ડુબતો શિષ્ય પાત્ર શબ્દની મહદ્ વિભુતિને પુનઃ પુનઃ વિચારવા લાગ્યો. અને આપણે પણ તેજ વસ્તુને પુનઃ પુનઃ સ્મરીએ એટલુંજ કહીને હું વિરામ પામું છુ.

સંસ્કૃત સંભાષણ પુરૂં થતાંજ નવા અવધાનમાં સંસ્કૃતમાં વાતચીત શરૂ થઇ.

## અવધાન ૧૬ મું.

હેડ માસ્તર શ્રી જટાશંકરભાઇ—

**धर्मादर्थश्च कामश्चेति यत् पुराणपुरुषैरुक्तं तत्त्रयमेव । किन्त्वधर्मे प्रवृत्ताः पुरुषा अपि रिद्धिं समृद्धिं**

चोपभुञ्जते धर्मप्रवृत्ताश्चसीदन्ति । निषिद्धस्य करण ऐहिक सिद्धिः संप्राप्यते । विहितस्य करणे च दुःख भाजो भवन्ति इतिबहुवद्धस्माभिर्दृश्यते श्रुयते चात्र किं कारणमिति भवद्भिर्ज्ञातु मिच्छामि.

ગુજરાતી ભાષાંતર–ધર્મથી અર્થ, કામ અને મોક્ષની સિદ્ધિ થાય છે એમ મહર્ષિઓએ ફરમાવ્યું; ને તે સત્ય છે. પરંતુ અધર્મમાં પ્રવર્તી રહેલા પુરૂષો રિદ્ધિ અને સમૃદ્ધિને ભોગવી રહ્યા છે, અને ધર્મમાં પ્રવર્તેલા પુરૂષો (જીવો) દુઃખી થતા જોયા છે; આ પરસ્પર ઘટના દોષ યુક્ત દેખાય છે.

વળી શાસ્ત્ર નિષિદ્ધ કાર્યો કરનાર લૌકિક સિદ્ધિને મેળવે છે અને શાસ્ત્ર સંમત કાર્યો કરનાર વખતે દુઃખ અનુભવે છે. આ બધુ આપણે સાભળીએ છીએ, અને જોઇએ છીએ. તેનુ શુ કારણુ ? તે હુ આપની પાસેથી જાણવા ઇચ્છા રાખુ છું.

મુનિશ્રી–धर्मार्थ काम मोक्षाणां, यस्यैकोऽपि न विद्यते ।
अजागलस्तनस्यैव, तस्य जन्म निरर्थकम् ॥

इति चतुष्षु पुरुषार्थेषु धर्मशास्त्रकारैः प्रथमम् धर्म-तत्त्वं निरूपितं तत्कारणं विना धर्मेण अर्थकामौ सुखप्रदौ न भवतः। यतो धर्मसुखयोः सहभाव एव। धर्माभावे च सुखाभावः। वित्तेन सुखं भवतीति लोकरुढिर्मौर्ख्यमेव। अपरं चाधुनिकेयुगे–अधर्मयुक्तेऽपिजने यच्छान्ति दृश्यते वा क्वचित् सुख सद्भावः संभाव्यते तत्रान्यत् कारणमिदमेव । पारलौकिकानां पूर्वापरसंबंधिनां पूर्वकर्मणां फलमिह जगत्युपभुज्यते तन्नियमेन तद्दृष्ट्या

यच्छ्रीमता मोक्तं तत्कथंचित् तथ्यमेव किन्तु तेन किम् ?

**ગુજરાતી ભાષાંતર**–ધર્મ, અર્થ, કામ અને મોક્ષ આ ચાર પુરૂષાર્થમાંથી જે એક પણ મેળવી શકતો નથી તેનો જન્મ બકરીના ગળાના આંચળની પેઠે નિરર્થક છે.

ધર્મ શાસ્ત્રકારોએ આ ચાર પુરૂષાર્થમાં ધર્મ તત્ત્વને પ્રથમ સ્થાન આપ્યું છે. તેનું કારણ એજ છે કે ધાર્મિક જીવનવિહીન પ્રાપ્ત થયેલી સંપત્તિ અને ઇચ્છાઓ મનુષ્યોને સુખ અર્પી શકતી નથી, કારણ કે ધર્મતત્ત્વ અને સુખ એ બે વસ્તુનો સહભાવ તત્ત્વજ્ઞાનીઓએ અનુભવ્યો છે, અને તેથીજ જ્યાં ધર્મ તત્ત્વ હોતુ નથી ત્યાં સુખ નથી; પણ સુખાભાસજ હોય છે. ઘણા મનુષ્યો માને છે કે સંપત્તિ વિનાનો મનુષ્ય મૃતવત્ છે યા દુઃખી છે. પણ તે લોક રૂઢિ ને જ્ઞાની પુરૂષો મિથ્યાત્વ અથવા મૂર્ખતા માને છે વળી હાલના જમાનામાં અધર્મમાં પ્રવર્તતાં છતાં કોઇ માણસ શાંતિ તથા સુખને અનુભવતો લાગે છે. તેનું કારણ કાંઇ બીજુંજ છે. પૂર્વાપર સંબધ વાળાં પૂર્વ કર્મનાં ફળો તેઓ અનુભવી રહ્યાં હોય, અને તે દેખાય. એ નિયમથી કે દષ્ટિથી આપે કહ્યુ તે પણ સત્ય છે .પણ તેથી શુ.?

## અવધાન ૧૭ મું.

ઉપર્યુક્ત કથન સાંભળતાંની સાથે શ્રી. હરીલાલ ઉજમશી તરફથી ગંજીપાના પાનાની રમત શરૂ થઇ. તેમણે ૫, ૧૦, ૧૦, ૮, ૯, ૨, ૧, ૭, ૬, ૫, ૭ એમ ૭૦ દાણા ૧૧ ઢગલીઓ નીચે ગુપ્ત રાખી ગુપ્ત રકમ જાણવાની જીજ્ઞાસા બતાવી. દાણાની સંખ્યા જે ગુપ્ત રાખેલી છે તે કહેવા માટે મહારાજશ્રીએ પૂછ્યું કે ઢગલી કેટલી થઇ ? અને પાનાં કેટલાં વધ્યાં છે ? જવાબમાં કહેવામા આવ્યું કે ૧૧ ઢગલી કરવામાં આવી છે અને એક પાનું વધ્યુ છે.

આ ઉપરથી દાણાની સંખ્યા કેટલી આવશે તે ધારી લીધું અને કામ આગળ ચાલ્યું.

### અવધાન ૧૮ મું.

પૃચ્છક–શ્રી. વલ્લભરામ મુળજી તરફથી ૪૩૫૮ ને ૧૭૧ ગુણતાં આવેલા ગુણાકારનો એક આંકડો ગુપ્ત રાખી બીજા આંકડા કહી સંભળાવવામાં આવ્યા. ૭૪૫ (ગુપ્ત આંકડો) ૧૮. ગુણાકારના આંકડા સાંભળી ગુપ્ત આંકડાનો જવાબ પાછળ આપવામાં આવ્યો હતો.

### અવધાન ૧૯ મું.

શ્રી. નટવરલાલ તરફથીનવમા અવધાન વખતે પાંચ આંકડાની જે નવ રકમ આપવામાં આવી હતી તેમાં આ વખતે નીચેની ૬ રકમો આપી પંદર રકમોનો સરવાળો સાથે માગવામાં આવ્યો ૮૪૮૫૩, ૮૪૫૦૭, ૮૪૧૬૧, ૮૩૮૧૫, ૮૩૪૬૯, ૮૩૧૨૩, રકમો સાંભળી અવધાની મહારાજશ્રીએ આવતો સરવાળો જવાબ વખતે કહેવા ઇચ્છા દર્શાવી.

### અવધાન ૨૦ મું.

ડોકટર સા સબાવાળાએ પૂછ્યુ કે સને ૧૯૩૧ માં તા ૧૪ મીને શનિવારે કયો માસ હોવો જોઇએ ? મહારાજશ્રી એ તુરત કહી દીધું કે ત્રણ માસ આવશે જે તમોને હું હવે પછી જણાવીશ. આ સાંભળતાંજ સૌ ખુશ ખુશ થઇ ગયા. પરંતુ એક મગજપર આટલો બધો ઉપરા ઉપર બોજો નાખવાની કેટલાકને દયા પણ ઉત્પન્ન થઇ. તેમજ અવધાન શક્તિના અજાણ આત્માઓ તો એજ વિચારમાં પડયા કે શું આ બધું સાચું પડવાનું ? આમ પ્રેક્ષકોના તર્ક વિતર્ક સાથે સમય પસાર થવા લાગ્યો.

### અવધાન ૨૧ મું.

પૃચ્છક–શ્રી ધનશંકર મોતીરામ દવેએ પાદપૂર્તિરૂપ સંસ્કૃત શ્લોકનું ચોથું ચરણ આપ્યું

"मारारि र्वा मुरारिः सदहतु दुरितं, वः सदा विश्वरूपः"

આ પાદપૂર્તિ સાભળતાંજ મહારાજશ્રીએ ઉપરના બે પ્રથમ ચરણુ લખાવ્યાં.

सर्वज्ञो दुःखहर्ता जगति च जनता शान्तिदाता जनानाम् ।
विष्णुः कैलासवासी सपदि तु सरसः गोपिकावस्त्रहर्ता ॥

વિષ્ણુ અને શંકરના ગુણયુક્ત કાવ્યનું શ્રવણ થતાં સૌને ભારે આનંદ થયો, અને મહારાજશ્રીએ મેળવેલા સંસ્કૃતજ્ઞાનની ખૂબ પ્રશંસા થવા લાગી. આપેલી સંસ્કૃત પાદપૂર્તિ પ્રમાણે ભાવયુક્ત સંસ્કૃત કાવ્ય બનાવી આપવું એ કાંઇ સહેલું કામ નથી.

### અવધાન ૨૨ મું.

શ્રી ગિરજાશંકર માસ્તરે નવથી ભાગી શકાય તેવી ત્રણ આંકડાની રકમ ૭૨૯ ને નવ ખાનામાં એવી રીતે ગોઠવવાની માગણી કરી કે આડી ઊભી ને ત્રાંસી રકમોનો સરવાળો તે જ રકમ ૭૨૯ આવે. મહારાજશ્રીએ તે જ વખતે તેનાં છ ખાનાં નીચે પ્રમાણે ભરાવ્યાં બાકીના જવાબ વખતે ભરાવવાનું કહ્યું.

| | | |
|---|---|---|
| ૨૪૬ | ૨૩૯ | ૨૪૪ |
| ૨૪૧ | ૨૪૩ | ૨૪૫ |

આ વખતે હેડ માસ્તરે પોતાના કાર્ય માટે મહારાજશ્રીનું લક્ષ્ય ખેંચ્યું. મુનિશ્રીએ જણાવ્યું કે તૈયારજ છું. તમારૂં ત્રીજું ચરણુ સંભળાવો.

### અવધાન ૨૩ મું.

શ્રી જટાશંકરભાઇએ પોતાના શ્લોકના ત્રીજા ચરણુના આઠ અક્ષરો નીચે પ્રમાણે કહ્યા.

| | | | |
|---|---|---|---|
| ચોથો અક્ષર | द | આઠમો અક્ષર | त्य |
| સાતમો ,, | ग | છઠ્ઠો ,, | हा |
| બીજો ,, | गा | ત્રીજો ,, | दया |
| પાંચમો ,, | क | પહેલો ,, | गं |

## અવધાન ૨૪ સું.

પૃચ્છક—શ્રી પ્રભુદાસ બાવાજી તરફથી એક હિંદી વાક્ય આડું અવળું નીચે પ્રમાણે કહેવામાં આવ્યું તે મહારાજશ્રીએ લક્ષપૂર્વક સાંભળ્યું.

| | | | |
|---|---|---|---|
| પાંચમો શબ્દ | તૂં | છઠ્ઠો શબ્દ | નાથ |
| ત્રીજો ,, | આગર | બીજો ,, | સબગુન |
| પહેલો ,, | કરૂણા સાગર | ચોથો ,, | દીનનકે |

વાક્ય ધારી સંકોચ રહિત આગળ પૂછવાનું જણાવ્યું.

## ૨૫ થી ૩૨ સુધીના ચમત્કારિક અવધાનો.

આ અવધાનોમાં નીચેના ૮ ગૃહસ્થોએ જુદી જુદી સંખ્યા ધારવાનું કામ કર્યું હતું.

| | |
|---|---|
| ૧ શ્રી જગજીવન હેમચંદ | ૫ શ્રી પ્રભુભાઇ |
| ૨ શ્રી ભગવાનજીભાઇ | ૬ શ્રી કુંવરજીભાઇ |
| ૩ શ્રી હિમ્મતલાલભાઇ | ૭ શ્રી ડામરભાઇ. |
| ૪ શ્રી ભીખાલાલ | ૮ શ્રી ભુરાભાઇ |

મહારાજશ્રીએ તેનું યોગ્ય ગણિત કરાવી આવેલા જવાબો સૌને પોતાની નોટમાં લખી લેવા જણાવ્યું હતું, અને જવાબ વખતે આઠે સંખ્યા ક્રમ પ્રમાણે કહેવાનું બાકી રાખ્યું હતું.

## અવધાન ૩૩ સું

હેડ માસ્તર સા. તરફથી હવે શ્લોકનું ચોથું ચરણ સંભળાવવું બાકી હતું તે નીચે પ્રમાણે સંભળાવ્યું.

| | | | |
|---|---|---|---|
| છઠ્ઠો અક્ષર | यि | સાતમો અક્ષર | ष्य |
| આઠમો ,, | ति | પહેલો ,, | मा |
| ચોથો ,, | पा | ત્રીજો ,, | यं |
| બીજો ,, | म | પાંચમો ,, | व |

ચારે ચરણો ઉપરથી શ્લોક તૈયાર કરવાની ધૂન ચાલતી હતી તેવામાં હીરાલાલ માસ્તરે પોતાના પ્રશ્ન માટે મહારાજશ્રીનું લક્ષ ખેંચ્યું. મહારાજ શ્રી કહે તમારો પ્રશ્ન સાંભળવાને તૈયાર છું.

## અવધાન ૩૪ મું.

પૃચ્છક—માસ્તર શ્રી હીરાલાલ ભાઈએ ૬ શબ્દોનું એક સંસ્કૃત વાક્ય આડું અવળું નીચે પ્રમાણે કહ્યું.

| | | | |
|---|---|---|---|
| ચોથો શબ્દ | कल्याणं | ત્રીજો શબ્દ | भ्रातः |
| પહેલો ,, | हातव्या | પાંચમો ,, | यदि |
| છઠ્ઠો ,, | वाञ्छसि | બીજો ,, | दुर्मतिः |

શબ્દો સાંભળી વાક્ય મનમાં ધારી લીધું અને મહારાજ શ્રીએ એક કાવ્ય કહી તે પરત્વે એક નવી વાર્તા કહેવી શરૂ કરી.

## અવધાન ૩૫ મું.

કુંદનપુર નામના નગરમાં એક ચંદ્રસિંહ નામનો રાજા રાજ્ય કરતો હતો એક દિવસ પોતે બહુજ આનંદથી પોતાના સ્નેહી જનો સાથે ભર કચેરીમાં બેઠો હતો. ગણિકાઓ પોતાના નૃત્યમાં મશગૂલ હતી, અને ગવૈયાઓ પણ પોતાના ગાયનથી રાજાને આહ્લાદ આપી રહ્યા હતા. રાજા આ બધું જોઇને ઘણો ખુશી થયો અને નોકરને હુકમ કર્યો કે આપણા પાંજરામાં જે હંસ પુરેલો છે તે મનુષ્ય વાચા એવી સારી બોલી શકે છે કે જે સાંભળવાથી સૌને ઘણો આનંદ થશે માટે તે હંસને અહીં લાવો. આજ્ઞા મુજબ હંસને

રાજા સમીપ લાવવામાં આવ્યો. હંસને જોઇને રાજાએ કહ્યું હે મરાલ નાયક! આજે તો એક એવી સુંદર વાર્તા કહો કે સૌને આનંદ થાય. રાજાની આજ્ઞાને તાબે થઇ હંસે કહ્યું કે, મહારાજા સાહેબ! આપવીતી કહું કે પર વીતી કહું? રાજા કહે પર વીતી નહિ પણ આપ વીતી જ કહો. હંસે વાત કહેવી શરૂ કરી.

મહારાજા સાહેબ! અમે સૌ પક્ષીઓ બચ્ચાંની સાથે એક વનમાં મોટા ઝાડ ઉપર રહેતા હતા. અમારા આ વૃક્ષ નીચે એક સમયે નાની વેલ ઉગેલી હતી જે ધીમે ધીમે વધવા માંડી અને ઝાડ ફરતી ફેલાવા લાગી. મેં બચ્ચાંઓને કહ્યું કે આ વેલ કાઢી નાખો નહી તો આપણને તે હેરાન કરશે. પણ બચ્ચાંઓને આ વાત લક્ષમા ઉતરી નહિં, તે તો એમજ સમજ્યા કે આટલી નાની વેલ આપણને શું કરવાની હતી? બાપા તો વૃદ્ધ થયા એટલે એમની બુદ્ધિ કામ કરી શકતી લાગતી નથી, કેમકે "સાઠીને બુદ્ધિ નાઠી" એ કહેવત બરાબર છે. બચ્ચાંઓએ મારૂં કહેવું માન્યું નહિ અને પરિણામ એ આવ્યું, કે તે વેલ દિવસે દિવસે પાંગરતી ગઇ અને ઝાડની આસપાસ ફરી વળી.

થોડા સમય પછી એક શિકારી શિકાર કરવા આ વનમાં આવી ચડયો. તેણે વેલનો આધાર લઇ બરોબર અમારા સ્થાન પરજ જાળ નાખી અને અમો સપડાઇ ગયા. હવે જાળમાંથી છુટવું મુશ્કેલ થઇ પડયું. બચ્ચાંઓ હતાશ થઇ બોલ્યાં. બાપા, હવે શું કરવું? હંસે કહ્યું વ્હાલાંઓ મારૂં કહેવું પ્રથમ માન્યું હોત, તો આમ દુઃખી થવાનો વખત આવત નહિ. મહારાજા સાહેબ! અહભાવથી મોટાને નહિ ગણનારા આ બચ્ચાંઓ કેટલા મૂર્ખ! "આ માત્ર નાની ભૂલ શું કરશે તે હવે પછી." આટલી વાત પછી અવધાનનું કામ આગળ ચાલ્યું.

## અવધાન ૩૬ મું.

હેડ માસ્તર સાથેની સંસ્કૃતમાં વાતચીત આગળ ચાલી

હેડ માસ્તર- **अपरञ्चास्मिन्युगे मित्रेषु सर्वथा सत्य भावोऽपि नैव विद्वता विभवरहिता यत्र च ज्ञाना-भावस्तत्र संपत्तिबाहुल्यं दृश्यते । इत्थं विपरीत दशायां जनानां धर्मे कथं प्रवृत्तिः स्यात्** બધા મનુષ્યો સંસ્કૃત ભાષાના જાણકાર ન હોવાથી આની તાત્વિક વાતચીત ગુજરાતી ભાષામાં કરવાની વિનતી થતાં ગુજરાતીમાં જવાબ અપાયો.

મહારાજ શ્રી–આપના પ્રથમ પ્રશ્નના અનુસંધાનમાં થોડું ઉમેરી આગળ ચાલીએ–જૈનદર્શનમાં કર્મની થીએરીનું જે વિધાન ફરમાવ્યું છે તેમાં તે પુણ્ય પુરૂષોએ સમ્પત્તિ પ્રાપ્ત થવાનાં બે કારણો કહ્યા છે. એક પુણ્યના અનુબંધવાળું પુણ્યકર્મ, બીજું પાપના અનુબંધ-વાળું પુણ્યકર્મ. અને જે માણસને પુણ્યના અનુબંધવાળી સંપત્તિ પ્રાપ્ત થઇ હોય છે તે મનુષ્યનાં કર્મો શુદ્ધ અને ધર્મભાવનાવાળાં હોય છે ત્યારે પાપના અનુબંધથી મેળવેલી સંપત્તિવાળા જીવો સંપત્તિનો ઉપભોગ કરતાં ઘણે ભાગે પાપનોજ સંચય કરે છે અને તેઓની પ્રવૃત્તિ પણ શાસ્ત્ર નિષિદ્ધજ હોય છે. ઉપરથી જોતાં તે સુખી જણાય ખરો. પણ તે સુખી નથી, પરંતુ સુખાભાસજ છે. કેમકે તેની આંતરિક પ્રવૃત્તિ ધર્મયુક્ત હોતી નથી. જ્યાં સુધી મનુષ્યની આંતરિક પ્રવૃત્તિમાં ધર્મભાવ ઉદ્ભવ્યો નથી ત્યાં સુધી તેનો આત્મા કદિ સુખ અનુભવી શકતો નથી. જ્યાં ધર્મભાવ છે ત્યાંજ સુખ છે, અધર્મી મનુષ્ય કદાચ સંપત્તિવાળો હોય, પણ તે સુખી છે એમ માની ન લેવું. ધર્મ માપવાનું યંત્ર અંતરની પવિત્રતા ઉપરજ આધાર રાખે છે.

હવે આપના બીજા પ્રશ્ન તરફ વળીયે. આ કાળને કળિકાળ કહેવામાં આવે છે. કળિકાળનો અર્થ તો બહુ બહોળો છે પરંતુ વિપરીત વાતાવરણ એ અર્થ પણ થાય. તેથી આવા વિષમ વાતાવરણમાં સાચો મિત્રભાવ, પ્રમાણિકતા, સદ્‌વિવેક વગેરે તત્વો ભલે અલ્પ પ્રમાણમાં હોય, પણ તે નથી તેમ તો નહિજ.

જ્યાં વિદ્વત્તા (ધર્મભાવના) ત્યાં વિભવનો અભાવ, ભલે દેખાતો હોય; પરંતુ ત્યાં પણ નિર્ધનતામાં શાંતિ, સુખ ને આનંદનો સદ્‌ભાવ તો હોય છે જ. તેથીજ ઉચ્ચ ભૂમિકાના મનુષ્યો નિર્ધનતામાં કે સંકટમાં દુઃખ માનતા નથી. પરંતુ સાત્વિક આનંદ લૂટે છે તુકારામ, મીરાંબાઇ, નરસિંહ મહેતા વિગેરે જ્ઞાની અને ભક્ત પુરૂષોના જીવન એ વિષય પર સારી છાપ પાડે છે. પણ વખતને અભાવે આ વિષય આટલેથીજ પૂર્ણ કરીશું.

## અવધાન ૩૭ મું.

વીંટીનો ચમત્કારી પ્રશ્ન આ અવધાનમાં પૂછવામાં આવ્યો હતો, શ્રી મોદી સાહેબ, શ્રી દુલેરાય ભાઇ, શ્રી વાસુદેવ ભાઇ તથા શ્રી. વાલેરાવાળા. આ ચાર ગૃહસ્થોમાંથી એક જણે મહારાજ શ્રી ન જાણે તેમ એક વીટી પોતાની આંગળી પર પહેરી હતી. આ પ્રશ્ન સંબધે એમ પૂછવામાં આવ્યું, કે અમારા ચાર જણમાંથી કોના કયા હાથની કઇ આંગળીના કયા વેઢામા વીંટી પહેરી છે ? પ્રશ્ન સાંભળતાંજ મહારાજશ્રીએ તે સંબંધમાં યોગ્ય ગણિત કરાવ્યું અને તેનો જવાબ ૫૫૩૪૨ આવ્યો તે ધારી રાખ્યો અને અવધાનનું કામ આગળ ચાલ્યું.

## અવધાન ૩૮ મું

જુદા જુદા ૭ ગૃહસ્થોએ પોતાનાં ઇષ્ટદેવનાં નામ લખી ૭ નામની ચિઠ્ઠીઓ તૈયાર કરી તેમાં જે જે નામ લખવામા આવ્યું

છે તે મહારાજશ્રી ન જાણે તેમ છએ ચીઠ્ઠી એકત્ર કરી હંસરાજ ભાઇએ તેમાંની એક છુપાવી રાખી આ છુપાવેલી ચીઠ્ઠીમાં કયું નામ છે એ પૂછવામા આવ્યું. જેનો જવાબ છેલ્લે આપવામાં આવ્યો.

## અવધાન ૩૯ મું.

આ અવધાનના પૃચ્છક મહારાજા રાજ સાહેબ ઘનશ્યામસિંહજી બહાદુર પોતેજ હતા. તેમણે પોતાના બંને ખીસામાં પાસા છુપાવી મહારાજ શ્રીને જવાબ આપવા કહ્યું. મહારાજશ્રીએ તેનું યોગ્ય ગણિત કરાવ્યું, અને જવાબ આવ્યો તે ધારી રાખ્યો અને દરેક બાજુમાં કેટલા પાસા છે તેનો જવાબ આપવાનું મુલતવી રાખ્યું.

## અવધાન ૪૦ મું.

રંગુનવાળા શ્રી હંસરાજભાઇએ પૂછ્યું કે ડીસેમ્બર માસની તા. ૧ લી ને શનિવાર હોય એવી છેલ્લાં સાત વર્ષમાંની એક સાલ કૃપા કરી કહો. મહારાજશ્રીએ ગણિત દ્વારા આવતી સાલ જાણી લીધી કે તુરતજ એક ગુજરાતી કાવ્ય કરી આપવાની પાદ-પૂર્તિ આપવામાં આવી.

## અવધાન ૪૧ મું.

શ્રી વાસુદેવભાઇએ કહ્યું કે:—

"જ્યાંસુધી ઘનશ્યામ રાજ્ય પ્રતપો, પાળો પ્રજા પ્રેમથી."

આ પાદપૂર્તિ પર આખો છંદ બનાવી આપો કે તુરતજ મહારાજ-શ્રીએ તેના પ્રથમનાં બે ચરણ લખાવી દીધાં.

**ભનુચંદ્ર પ્રતાપ તાપ મહિમા, હો જ્યાં સુધી સંસ્થિતિ;**
**સ્નેહે શાંતિ પ્રજા મહીં ઉભરજો, હે ! હે ! પ્રભો ત્યાંસુધી.**

વૈદ્યરાજ વાસુદેવભાઈ કહે આપની કાવ્ય સંસ્કૃતિ અપ્રતિમ છે એમ કહ્યા વિના ચાલતું નથી ત્યાર બાદ આગળ કામ ચાલ્યું.

## અવધાન ૪૨ મું.

શ્રી વિશ્વભર માસ્તર તરફથી સોળ કોઠાના યંત્રમાં આંકડા ભરાવી આપવાની માગણી થઇ તે એવી રીતે કે બધી તરફથી ગણતાં તેનો સરવાળો ૫૧૯૮ થાય. પ્રશ્ન સાંભળતાની સાથે મહારાજશ્રીએ અરધો કોઠો નીચે પ્રમાણે ભરાવ્યો.

| | |
|---|---|
| ૨૫૯૧ | ૨૫૯૮ |
| ૬ | ૩ |
| ૨૫૯૭ | ૨૫૯૨ |
| ૪ | ૫ |

ઉપર પ્રમાણે અર્ધો કોઠો તૈયાર કરાવી આ યંત્ર અધુરો મૂકયો. કે તુ તજ શ્રીવાસુદેવભાઇ તરફથી નીચે પ્રમાણે ગુજરાતી સંવાદ શરૂ થયો.

## અવધાન ૪૩ મું.

શ્રી વાસુદેવભાઇ—વયમાં કે વિચારમાં પરિપકવ થયા પહેલાં બાળલગ્નની પ્રથા કયારથી દાખલ થઇ? તે વસ્તુ આપ કૃપા કરી સમજાવશો?

મહારાજશ્રી—આ એક સમાજમાં ઘુસેલ રૂઢિ છે. હવે તે કયારથી દાખલ થઈ તેનું આપણે નિરાકરણ કરીએ. પ્રથમ તો વ્યવહાર અને રૂઢિને ઓળખતા થવું જોઇએ. વ્યવહાર નિશ્ચયથી વિરૂદ્ધ હોતો નથી, અને જ્યારે તે નિશ્ચયથી વિરૂદ્ધ પ્રગતિ કરે ત્યારે તેને રૂઢિનુ રૂપક અપાય છે. તેથી રૂઢિ સત્ય હોતી નથી. પરણતી વખત બિલ્લાડી બંધન ક્રિયા થવીજ જોઇએ; નહિ તો વરઘોડીયાં પોંખાયજ

નહિ. કારણુ કે એને આગળ આપણાં સગાં સ્નેહીઓ બાંધતા આવ્યા છે. માટે આપણે બાંધવીજ જોઇએ. તે વિના ચાલેજ નહિ એમ સમજ્યા વિના કે જાણ્યા વિના એક વસ્તુને પકડી રાખવી તેનું નામ રૂઢિ, માટે રૂઢિ તે સર્વથા સત્ય નજ હોઇ શકે.

બાળલગ્નની રૂઢિ ખાસ કરીને મુસલમાનોના આગમન સાથે આપણા સમાજમાં પેસવા પામી છે. એવે સમયે આ રૂઢિ સમાજને હિતકર હતી. જેને પરિણામે ઘણી સ્ત્રીઓનાં શિયળ સચવાયા હતા. કારણુ કે પરણેલી સ્ત્રીને પોતાની કરવી એ મુસલમાન ધર્મમાં મહાન કલંક ગણાતું. આથી સમાજમાં તે નિયમ વધારે વધારે પ્રચલિત થયેલો, પરંતુ આજે એ ત્રાસ કે જુલમ નથી છતાં આપણે એને વળગી રહ્યા છીએ તે મૂર્ખાઇ છે અને તેનું પરિણામ પણ ભોગવીએ છીએ.

જૂના પૌરાણિક ઇતિહાસો સાક્ષી પુરે છે કે,—જ્યારે આપણે આ રૂઢિને વશ નહોતા, ત્યારે આપણી શારીરિક, માનસિક, અને આર્થિક સ્થિતિ બીજા દેશોના પ્રમાણુમાં ઘણી પ્રશંસનીય હતી. આજે આ રૂઢિને પરિણામે પ્રજા કેટલી દુર્બળ અને શક્તિ હીન થઇ ગયેલી છે તે સમજી શકાય તેવુ છે. આપણું સમાજ જીવન હાલ ભારે અધોગતિમાંથી પસાર થાય છે. એ તેના જન્મ મરણુના આંકડાઓ વાંચતાં પ્રત્યક્ષ થાય છે. આ બધું બાળ લગ્ન આદિ કઢગી રૂઢીઓનુંજ ફળ છે. સમાજ કદાચ અત્યારે નહિ સમજે પણ એક વખત જરૂર એવોજ આવશે કે તે છોડયા વિના છૂટકો નહિ થાય આ વિષય પરત્વે બોલવાનું ઘણું છે પણ અત્યારે તો આટલેથીજ આપણે સંતોષ રાખવો પડશે.

## અવધાન ૪૪ મું.

પૃચ્છક—શ્રી દેવશંકર રઘુરામ દવે તરફથી ૭ શબ્દોનું આડું અવળું એક ગુજરાતી વાક્ય નીચે પ્રમાણે સંભળાવવામાં આવ્યું.

| | | | | | |
|---|---|---|---|---|---|
| બીજો | શબ્દ | વજ | પહેલો | શબ્દ | અનાથ |
| છઠ્ઠો | ,, | ભજની | પાંચમો | ,, | દુઃખ |
| ચોથો | ,, | તમામ | ત્રીજો | ,, | પંજરી |

મહારાજ શ્રીએ શબ્દો ધારી રાખ્યા અને ૩૫ મા અવધાનમાં અધુરી મુકેલી વાર્તા આગળ ચલાવી.

## અવધાન ૪૫ મું.

ત્યાર પછી મેં મારાં બચ્ચાંઓને કહ્યું કે આપણે બધા જાળમાં સપડાયા તો ખરા. પરંતુ એક હિકમત ચલાવીએ જો લખ્યું હશે તો બચી જઇશું. આપણે બધાએ મૃતવત થઇને સુઇ જવું જરા પણ હાલવું કે ચાલવુ નહિ. પારધી આપણને મરેલા ધારીને જો નીચે ફેંકે તો બધાએ નીચે મૃતવત પડયા રહેવું, અને મને નીચે નાખે કે તુરત બધાએ સાથે ઉડી જવું નવાણુ તમે ને સોમો હુ એમ સો ધબકારા પુરા થાય એ લક્ષમા રાખી ઉડી જવાનુ છે. આમ નિશ્ચય કરી સૌ મૃતવત થઇ ગયા.

પારધિએ આવીને જોયું તો બધા મરી ગયેલા દીઠા. તેના મનમાં વિચાર આવ્યો, કે હવે મરેલાને શું મારવા. એમ કહી એક પછી એક એમ અમોને ઝાલી ઝાલીને નીચે ફેંકવા માંડયા. નવાણુ બચ્ચાંઓ નીચે ફેંકાઇ ગયા. અને માત્ર સોમો હું એક બાકી રહ્યો. એવામાં દૈવયોગે શિકારીના હાથમાંથી છરો પડી ગયો. છરાનો અવાજ થતાંજ બચ્ચાંઓએ જાણ્યુ કે સોમો અવાજ થયો. એમ ધારી સૌ ઉડી ગયા. મૂર્ખ પારધિ પસ્તાયો પરંતુ હુ રહી ગયો. એટલે પારધીના હાથમાં સપડાઇ ગયો. મહારાજા સાહેબ! જોયુંને આ પણ માત્ર પારધિની એકજ ભૂલ વાર્તામાં તલ્લીન બનેલા મહારાજ પૂછે છે, હસરાજ! પછી તમારૂં શું થયુ? આટલી વાત અધુરી રાખી નવા અવધાનનું કામ શરૂ થયું

## અવધાન ૪૬ મું.

હવે ગુપ્ત આંકડાની રમત શરૂ થઇ. પરંતુ ટાઇમ બહુ થઇ જવાથી અવધાનનું કામ પુરૂં કરવાની ઉતાવળ થવા માંડી પ્રેક્ષકો ને પૃચ્છકો પણ હવે અકળાયા. શ્રી સુખલાલ કુબેરદાસ તરફથી પુંઠાના છ કોઠામાંથી કોઇ કોઠામાં એક આંકડો છુપાવી રાખ્યો અને ગુપ્ત આંકડો કહેવા જણાવ્યું મહારાજશ્રીએ કોઠાના નંબર માગ્યા જે પાંચ, ચાર ને બે કહેવામાં આવ્યા. ગુપ્ત આંકડો જવાબ વખતે કહેવાયો.

## અવધાન ૪૭ મું.

શ્રી વિજયલાલ ચુનીલાલે પોતાની જન્મ તારીખ શોધી કાઢવા મહારાજશ્રીને કહ્યું મહારાજશ્રીએ તેનું યોગ્ય ગણિત કરાવ્યું. તેનો આંકડો ૧૯૭૫૧૨૦૨ આવ્યો તે ધારી લીધો કે તુરત છેલ્લું અવધાન શરૂ થયું.

## અવધાન ૪૮ મું.

આ અવધાનના પૃચ્છક નામદાર મહારાજા રાજ સાહેબ ઘનશ્યામસિંહજી બહાદુર તરફથી એક અંગ્રેજી વાક્ય આડું અવળું નીચે પ્રમાણે કહેવાયું.

| | | | |
|---|---|---|---|
| બીજો શબ્દ | sells | પાંચમો શબ્દ | on |
| ચોથો ,, | shells | પહેલો ,, | she |
| છઠ્ઠો ,, | sea-shore | ત્રીજો ,, | sea |

શબ્દો સાંભળી વાક્ય હૃદય પટમાં ઉતારી દીધું.

ટાઇમ બહુ થઇ ગયેલો હોવાથી નામદાર મહારાજા રાજસાહેબની આજ્ઞાથી પૃચ્છકો તરફથી નવા પ્રશ્નો પૂછવાનું કામ બંધ કરવામાં આવ્યું. જો કે ૫૭ પ્રશ્નો પુછવાનો પ્રબંધ કરવામાં આવ્યો હતો. પરંતુ ૪૮ થીજ

તેની પૂર્ણાહુતી કરવામાં આવી. હવે પૂછેલા પ્રશ્નોના જવાબ આપવાની વિનતિ થતાં સૌ શાંત થઇ ગયા. અને મહારાજશ્રીએ એક પછી એક પ્રશ્નોના ઉત્તર આપવા શરૂ કર્યા. પૃચ્છકો પોત પોતાના કાગળમાં દૃષ્ટિ કરવા લાગ્યા કે રખેને જવાબ ખોટો પડે, પ્રેક્ષકો પણ સ્થિર મનથી સાંભળવા લાગ્યા. એકાદ બે જવાબો ખોટા પડે તો જરા ગમ્મત થાય એવા વિચારો સ્વાભાવિક રીતે આ પ્રસંગે ઉદ્ભવે એ બનવા યોગ્ય છે. પરંતુ આટલી હદ સુધી જેણે આત્મબળ કેળવ્યું છે. તેને માટે શંકાને સ્થાન હોતું નથી; એ શતાવધાનીશ્રીના આપેલા એક પછી એક સચોટ જવાબોથી આપણે પ્રત્યક્ષ જોઇ શકીશું

## અવધાનના અપાયલા જવાબો.

અવધાન ૧લું–આ પ્રશ્નનો જવાબ સૌની છેલ્લે આપવામાં આવ્યો છે.

અવધાન ૨જું, ૫ મું, ૧૫ મુ, ૩૫ મું, અને ૪૫ મું જેના જવાબો અવધાન વખતેજ અપાઇ ગયા છે.

અવધાન ૩, ૧૩, ૨૩, અને ૩૩ મા હેડ માસ્તર સા. શ્રી જટાશંકરભાઇ તરફથી જે શ્લોકના ચાર ચરણના અક્ષરો આડા અવળા સંભળાવવામાં આવ્યા હતા તેનો મહારાજશ્રીએ નીચેનો શ્લોક ગાઇ બતાવ્યો.

परदारपरद्रव्य, परद्रोहपरांगमुखः
गंगाप्याह कदागत्य, मामयं पावयिष्यति ॥१॥

અર્થ—ગંગાથી પવિત્ર શું ? જે મનુષ્ય પરસ્ત્રી, પરધન; અને પરદ્રોહથી દૂર રહે છે. તે મનુષ્યને ગંગા પણ કહે છે કે તેવો મનુષ્ય ક્યારે આવીને–મને–પાવન કરશે. અર્થાત્ ગંગાથી પણ આવો મનુષ્ય વધુ પવિત્ર છે.

સાંભળતાંજ હેડ માસ્તરે ખુશ થઇ કહ્યું કે શ્લોક અક્ષરસઃ સત્ય છે.

અવધાન ૪ થુ–શ્રીયુત્ ભીખાલાલ સંઘવીને કહેવામા આવ્યું કે તમારૂ પૂછેલુ વાક્ય None is happy before his death છે કે ? હા, જી બરાબર છે.

અવધાન ૬ ઠું–જવાબ તેજ વખતે અપાઇ ગયો છે.

અવધાન ૭–મું કોડીની રમત મોતીલાલભાઇ ! તમારા જમણા હાથમાં ૭ અને ડાબા હાથમાં ૫ કોડીઓ હોવી જોઇએ. કેમ ખરૂં કે ? તેમણે કહ્યું હાજી, જવાબ બરાબર છે

અવધાન ૮ મુ–કોઠારી કુંવરજીભાઇ પૂછેલા નવ આકડાની રકમના ભાગાકારનો જવાબ "૪૧૧૫૨૨૬" ભાગકારને ૯ શેષ સાંભળતાં સૌ ચકિત થઇ ગયા હતા.

અવધાન ૯ તથા ૧૯ માનો ૫૬૨ રકમના સરવાળાનો જવાબ "૧૨૮૩૧૭૫" આપવામા આવ્યો, તે તપાસતાં બરાબર માલૂમ પડયો હતો.

અવધાન ૧૦ મું–મહારાજશ્રીએ કહ્યું મોહનલાલભાઇ તમારો માગેલો વાર શુક્રવાર આવે છે કે ? મોહનલાલ માસ્તરના ખ્યાલમાં રવિવાર રહી ગયેલો હોવાથી તેમણે નકારમાં જવાબ આપ્યો. કે સભામાં જવાબ ખોટો પડવા બદલ ગ્લાનિ ફેલાઇ પરંતુ પ્રસન્ન વદને મહારાજશ્રીએ જણાવ્યું કે,–૧૯૩૨ ના માર્ચની ૨૩ મી તારીખનો વાર તમે બરાબર તપાસી જુઓ શુક્રવારજ આવવો જોઇએ. મહારાજા શ્રી રાજસાહેબે પોતે ફરીથી તપાસતાં શુક્રવારજ જોવામાં આવ્યો જે સાંભળી સૌએ હર્ષનાદથી મહારાજશ્રીને વધાવી લીધા.

અવધાન ૧૧ મું–જન્મભૂમિ વાત્સલ્ય પર રચેલ શ્લોક અગાઉ આવી ગયો છે.

અવધાન ૧૨ મું-શ્રી ભગવાનજીભાઇને કહેવામાં આવ્યું કે તમારી ધારેલી ઇચ્છા એવી છે કે " અનાજના વ્યાપારમા લેણું છે કે નહિ " આ ધારણા બરોબર હતી. તે જાણી આખી સભા તો મુગ્ધ બની ગઇ ને મહારાજશ્રીના વદન તરફ ચિત્રવત્ અનિમેષ નયને થોડી વાર જોયાજ કર્યું.

અવધાન ૧૪ મું-પર્શિયન ભાષામાં પૂછાએલ શબ્દ સમૂહને મહારાજ શ્રીએ યોગ્ય રીતે ગોઠવી નીચે પ્રમાણે કહ્યુંઃ

" જુઝ ખુદા બંદાન માની નમીષાયદ સમ "

ઉપરનું વાકય તપાસતાં બરાબર માલમ પડયું હતું.

અવધાન ૧૬ મું-તથા ૩૬-મું હેડ માસ્તર સાથેની સંસ્કૃત વાત અવધાન સમયેજ કહેવામાં આવી છે.

અવધાન ૧૭ મું-ગુપ્ત રાખેલો દાણાનો આંકડો ૭૦ કહેવામા આવ્યો. જવાબ બરાબર હતો

અવધાન ૧૮ મુ-ગુણાકારનો ગુપ્ત રાખેલો આંકડો સાંભળતાં તાળીયોના ગડગડાટ થઈ રહ્યા હતા તાળીયો નહિ પાડવાના જૈન શિષ્ટાચાર સંબધે મહારાજશ્રી નાનચંદ્રજી સ્વામીએ લક્ષ ખેંચ્યું હતું.

અવધાન ૨૦ મું-મહારાજશ્રીએ જણાવ્યુ કે,-ડોકટર સા. આપે ૩૧ ની સાલમાં ના ૧૪ મી ને શનિવારે જે માસ માગ્યો હતો. તે નવેમ્બર છે કે ? "જવાબ બરાબર છે." મહારાજશ્રીએ ઉમેર્યું કે બીજા બે માસ પણ તે જ સાલમાં આવે છે. ફેબ્રુઆરી અને માર્ચ તે આપ જોઇ લેશો. તપાસતાં તે બરાબર હોવાથી સૌના આનંદમાં ઓર વધારો થયો હતો

અવધાન ૨૧ મું-શ્રી ધનશંકરભાઇએ આપેલી પાદપૂર્તિનો આખો શ્લોક મહારાજશ્રીએ નીચે પ્રમાણે કહ્યો હતોઃ

**सर्वज्ञो दुःखहर्ता जगति च जनता शान्ति दाताप्रभुःसः**
**विष्णुः कैलासवासी सपदितुसरसः, गोपिकावस्त्रहर्ता।**
**रासे युक्तः सखीनां मृदुमृदुवचनैर्नन्ददाता जनानाम्**
**मारारि र्वा मुरारिः सदहतु दुरितं वः सदा विश्वरूपः ॥१॥**

**વિષ્ણુ પક્ષમાં અર્થ**—જગતમાં રહેલા સર્વ પદાર્થોને જાણનાર, દુઃખોને હરનાર; જનસમૂહને શાતિ આપનાર, શીઘ્રતાથી રસબસ- ભર્યા ગોપીકાઓના વસ્ત્રો હરનાર; સખીયોના રાસમંડળમાં જોડા- યલા; જનોને મૃદુ મૃદુ વચનો વડે આનંદ આપનાર; એવા અને મુરદૈત્યના શત્રુ (વિષ્ણુ) શ્રી કૃષ્ણ પ્રભુ જે વિશ્વરૂપ છે તે, તમારાં પાપ કર્મને સદા બાળો.

**શંકર પક્ષમાં અર્થ**—કૈલાસ પર્વતમાં વસનાર; **गोः** ઇંદ્રિય તેનું અધિપ મન તેની સ્ત્રી (ગોપિકા) અવિદ્યા તે રૂપ આવરણને હરનાર અને લીલા મંડપમાં તાંડવનૃત્યથી જોડાયેલા એવા અને જગત્‌ને આનંદ આપનાર; આ સિવાયનાં બીજાં વિશેષણો **पूर्ववत्** જોડી દેવાં.

ઉભય પક્ષી—આ શ્લોકમાં શ્લેષાલંકાર ને રસ પ્રાધાન્ય હોવાથી કાવ્ય ઉત્તમ બન્યું છે; જે સાહિત્ય પ્રેમીઓને આશ્ચર્યમુગ્ધ બનાવે છે.

અવધાન ૨૨ મું—નવ ખાનાનો અધુરો રહેલો યંત્ર નીચે પ્રમાણે પુરો કરાવ્યો જે આડો ઉભો સરવાળો કરતાં બરાબર ૭૨૯ થઇ રહ્યા હતા મહારાજશ્રીએ આખો યંત્ર કહી સંભળાવ્યો

| | | |
|---|---|---|
| ૨૪૬ | ૨૩૯ | ૨૪૪ |
| ૨૪૧ | ૨૪૩ | ૨૪૫ |
| ૨૪૨ | ૨૪૭ | ૨૪૦ |

અવધાન ૨૪ મું-શ્રી પ્રભુદાસભાઇને હિંદી વાક્ય હવે લખાવવામાં આવ્યું કેઃ—

"કરૂણાસાગર સબગુન આગર દીનનકે તૂં નાથ" તે બરાબર માલમ પડયું હતું.

અવધાન ૨૫ થી ૩૨-સુધીના સંખ્યાભાજક આઠ પ્રશ્નોના જવાબ સાંભળવાને આઠે ગૃહસ્થો તૈયાર થઇ રહ્યા હતા કેટલાકને શંકાપણ થતી હશે કે મગજપર આટલા બધા દબાણની સાથે સંખ્યાના ચોક્કસ આંકડા ક્રમસર યાદ રહેવા એ કેટલું કઠિન છે ? પરંતુ મહારાજશ્રીએ પહેલી સંખ્યા ૬૦ બીજી ૧૮૦ ત્રીજી ૨૦૦ ચોથી ૧૬૦ પાંચમી ૨૪૦ છઠ્ઠી ૨૪૦ સાતમી ૨૪૦ અને આઠમી ૨૪૦ કહી. એમ ક્રમસર અને ખરી સંખ્યા સાંભળતા સૌને ભારે નવાઇ લાગી

અવધાન ૩૪ મું-શ્રી વૈશ્નવ માસ્તરનું પૂછાએલું આડું અવળું સંસ્કૃત વાક્ય મહારાજશ્રીએ સ્પષ્ટ શબ્દોમાં નીચે પ્રમાણે કહી સંભળાવ્યું હતુ.

"हातव्या दुर्मतिः भ्रातः कल्याणं यदि वाञ्छसि"

અવધાન ૩૭ મું-શ્રી વાસુદેવભાઇના જમણા હાથની ટચલી આંગળીના બીજા વેઢાપર વીંટી છુપાવી છે. એમ મહારાજશ્રીએ કહ્યું કે તુરત વાસુદેવભાઇએ પોતાનો હાથ ઉંચો કરી વીંટી બતાવી હતી.

અવધાન ૩૮ મું-ગુપ્ત રાખેલી ચીઠ્ઠી શ્રી હંસરાજભાઇએ ખોલવા માટે નામદાર મહારાજા રાજસાહેબને આપી હતી. જે તેઓશ્રીએ ખોલી કે તુરત મહારાજશ્રીએ અંદરનું નામ પાર્શ્વપ્રભુ જણાવતાં જવાબ ખરો સાંભળી મહારાજા રાજ-

સાહેબ ઘણા ખુશી થયા હતા. પ્રેક્ષકો ઉપર મહારાજશ્રીના આત્મબળની આ વખતે ભારે અસર થઇ.

અવધાન ૩૯ મું—મહારાજા રાજસાહેબ તરફ દૃષ્ટિ કરીને મહારાજશ્રીએ કહ્યું કે આપની જમણી બાજુના ખીસામાં પાંચ અને ડાબી બાજુ પાંચ એમ સરખા પાસા છે. મહારાજા સાહેબના જવાબ તરફ સૌની દૃષ્ટિ ખેંચાઇ હતી પરંતુ જવાબ ખરો પડવાથી સૌ શાંત થઇ ગયા હતા.

અવધાન ૪૦ મું—હંસરાજભાઇને ૧૯૨૮ ની સાલ કહેવામાં આવી હતી તે બરાબર હતી.

અવધાન ૪૧ મું—ગુજરાતી પાદપૂર્તિ ઉપરથી બનાવેલો આખો છંદ મહારાજશ્રીએ સુંદર રાગથી ગાઇ બતાવ્યો હતો.

ભાનુચંદ્ર પ્રતાપ તાપ મહિમા, હો જ્યાં સુધી સંસ્થિતિ,
સ્નેહે શાંતિ પ્રજા મહીં ઉભરજો, હે! હે! પ્રભો ત્યાંસુધી;
દર્દો દુઃખ અને વળી કૃપણુતા, વેગે વહો રાજ્યથી,
જ્યાં સુધી ઘનશ્યામ રાજ્ય પ્રતાપો, પાળો પ્રજા પ્રેમથી.

કાવ્ય સાંભળતાં સાક્ષરોને આનંદ થયો, તેમાં પ્રૌઢપ્રતાપ મહારાજા સાહેબના સ્મિતહાસ્યે વૃદ્ધિ કરી.

અવધાન ૪૨ મું—સોળ ખાનાનો આખો યંત્ર મહારાજશ્રીએ પુરો કરાવ્યો. જે તપાસતાં બરાબર ૫૧૯૮ થઇ રહ્યા હતા.

| | | | |
|---|---|---|---|
| ૨૫૯૧ | ૨૫૯૮ | ૨ | ૭ |
| ૬ | ૩ | ૨૫૯૫ | ૨૫૯૪ |
| ૨૫૯૭ | ૨૫૯૨ | ૮ | ૧ |
| ૪ | ૫ | ૨૫૯૩ | ૨૫૯૬ |

અવધાન ૪૩ મું–બાળલગ્નની પ્રથા સંબંધે વાતચીત તે જ વખતે પૂર્ણ કરવામાં આવી હતી.

અવધાન ૪૪ મુ–શ્રી દયાશંકરભાઇનું પૂછેલું વાક્ય મહારાજશ્રીએ ગોઠવી આપ્યું હતું તે બરાબર હતું.

"અનાથ વજ્ર પંજરી, તમામ દુઃખ ભંજની"

અવધાન ૪૬ મું–સુખલાલભાઇ તમારો ગુપ્ત અંક ૨૬ છે કે? જવાબ મળ્યો, હા, જી.

અવધાન ૪૭ મુ–વિજયલાલભાઇ! તમારી જન્મ તારીખ ૧૯૬૫ ના ભાદરવા વદ ૫ ને મંગળવારની હોવી જોઇએ કેમ ખરૂં? જે સાંભળી તેઓ ખુશ ખુશ થઇ ગયા.

અવધાન ૪૮ મુ–આ છેલ્લા જવાબમાં નામદાર મહારાજાએ આડું અવળું આપેલું અંગ્રેજી વાક્ય મહારાજશ્રીએ નીચે પ્રમાણે કહ્યું

"She sells sea shells on sea-shore"

ઉપરના બધા જવાબો અસ્ખલિતપણે અપાયા; પરંતુ હવે તો પહેલા પ્રશ્નના ગુણાકારનો જવાબ આપવો બાકી છે તે તરફ સૌનું લક્ષ ચોટી રહ્યું હતું. મહારાજશ્રીએ જ્યારે ગુણાકારની સંખ્યા "૫૨૬૬૨૪૫૨૪૭૨૧" કહી સભળાવી ત્યારે તો સૌની અજાયબીનો પાર જ રહ્યો નહિ.

નામદાર રાજ સાહેબે આ અદ્‌ભુત સ્મરણ શક્તિના પ્રયોગો જોઇને ભારે ખુશાલી જાહેર કરી અને મહારાજશ્રીના મુક્તકંઠે વખાણ કર્યાં આ વખતે ઉપસંહારમાં મહારાજશ્રીએ ફરમાવ્યું કેઃ–

**વ્હાલા આત્મ બંધુઓ!**

આપણે સમયના અભાવે આજ માત્ર ૪૮ પ્રયોગોથી સંતોષ માની લીધો છે અને આડા અવળા (ક્રમરહિત) લીધેલ પ્રશ્નોના

અનુક્રમે બધા પ્રત્યુત્તરો પણ અપાઇ ગયા છે એટલે હવે આપણો કાર્યક્રમ પૂરો થયો છે.

હવે આ ઉપરથી હાજર રહેલો તમામ વર્ગ "અવધાન" એ શી વસ્તુ છે તેથી પરિચિત થયો હશે. છતાં કોઇ શંકાશીલ હોય તેઓને મારે કહેવું જોઇએ કે અવધાન એ કોઇ જાદુ નથી કે નથી કોઇ મીસમેરીઝમ. પરંતુ સ્મરણશક્તિનો આ પ્રયોગ છે. તે દેવ સાધવાનું અનુષ્ઠાન નથી પરંતુ ચિત્તની એકાગ્રતા સાધવાનું સાધન છે.

અવધાન એટલે ગમે તેવા કોલાહલમાં અને અનેક અંતરાયોમાં તમારી આપેલ વસ્તુને વ્યવસ્થાપૂર્વક ગોઠવી, મગજરૂપ ખજાનામા મૂકી દેવી અને જ્યારે તમો જેવા રૂપમાં માગો તેવા રૂપમાં આપવી આ ક્રિયાનું નામ **અવધાન.**

આત્માની અનંત શક્તિઓમાંની સ્મરણશક્તિ પણ એક શક્તિ છે. તે શક્તિનો જેટલો વિકાસ તેટલી આ પ્રયોગોની સફળતા.

મનુષ્ય માત્રમા સ્મરણ શક્તિનો વેગ ઓછા વધતા પ્રમાણમાં હોય છે જ દૃષ્ટાંત તરીકે: "કોઇ બ્હેનને પૂછો કે તમારા બાળુના લગ્નમાં તમારી બ્હેનપણીએ વધાવું શું આપ્યું હતું ? ચટાક દઇને કહેશે કે રૂા. ૫) પાંચ. આવી રીતે દરેક મનુષ્ય સ્મરણ શક્તિ તો ધરાવતો હોય છે પરંતુ તેનો વિકાશ અને દિશા ભિન્ન હોવાથી તે તેમાંથી આનંદ કે સાક્ષાત્કાર અનુભવી શકતો નથી, કારણ કે તે આનંદને લૂંટનારી અનેક ભૂતાવળો ( કુટિલ દૃશ્યો ) તેમને તે તરફ જતાં રોકે છે.

આ કુટિલ દૃશ્યોને નિર્મળ માનસમાં સ્થાન ન આપતાં ગમે તેવા વિક્ષેપમાં પણ એક્તા કાયમ રહે તે જાતનો અભ્યાસ કે

એકાગ્રતાથી ચિત્તની શાન્ત થાય છે. અને ચિત્ત શાન્તિથી આત્મ-દર્શન થાય છે.

આથી આત્મ જાગરૂક મનસ્વીઓએ એ માર્ગે વહન કરવા સારૂ કુટિલ દૃશ્યોને રૂંધવા કેટકેટલો પ્રયાસ અને ભોગ આપ્યો છે ને સિદ્ધિ પ્રાપ્ત કરી શક્યા છે તે બિલ્વમંગળ જેવા પ્રખર શક્તિશાળી આત્માઓનાં ચક્ષુર્વિઘાતથી અને સ્વાર્પણતાથી સિદ્ધ થાય છે.

મતલબ કે કોઇ શક્તિઓનો કે આવા પ્રયોગોનો આત્મ રમણતા સિવાય અન્ય કોઇ હેતુ નથી. અને સ્વાત્મબળ સિવાય તેમાં કોઈ સહાય્યક નથી. તેથી સૌ જીવો સ્વાલંબી બની સ્વપ્રભાવને પીછાનવા પ્રયત્ન સેવે એ ઇચ્છી અંતિમમાં કોઇ પૃચ્છકભાઇઓને ફરીથી પોતાના પ્રશ્ન પરત્વે પ્રત્યુત્તર કે ખુલાસો જોઇતો હોય તો તેને પૂછવાની છૂટ આપી આપણા મંગળ ઉદ્દેશને બર લાવવા પરમાત્મા પ્રત્યેની પ્રાર્થના કરી વિરમીશું. શાન્તિ !

આ,સમયે ત્રણ ચાર ભાઇઓએ ફરીથી પોતાના પ્રશ્ન પરત્વે પૂછ્યું હતુ જેના પણ પ્રત્યુત્તરો બરાબર હતા. અને પ્રજા વર્ગની ખુશાલીમાં ઓર વૃદ્ધિ થઇ હતી.

આ પ્રમાણે ખુશાલીના ઉદ્દગારો સાથે અવધાન ક્રિયાપૂર્ણ થઇ, શ્રોતાઓના મન રંજન થયાં, વિદ્વાનો અવધાની મહારાજશ્રીની આવી શીઘ્ર કાવ્ય શકિત અને નાની ઉમ્મરમાં મેળવેલા સંસ્કૃતાદિ જ્ઞાન અને વિદ્વત્તા માટે પરસ્પર પ્રશસા કરવા લાગ્યા. સ્મરણ શક્તિના આ પ્રયોગો જોવાનો વખત ધ્રાંગધ્રાને પહેલ વહેલો મળેલો હોઇ સૌ હર્ષિત થયા

વખતને અભાવે પ્રેક્ષકો તરફથી ધન્યવાદ અને વિવેચનો કરવાની ઇચ્છા છતા તે મોકુફ રાખવુ પડયુ હતુ.

છેલ્લે જયજીનેંદ્રના જયઘોષ વચ્ચે સભા વિસર્જન થઇ હતી

અવધાનનો આ લેખ પૂર્ણ કરતાં લેખકને ફક્ત એકજ બાગ કહેવાની રહે છે. તે એ કે અવધાની મહારાજશ્રી સાથેની વાતચ તથા પ્રાગધ્રામાં અવધાનના થયેલા કામકાજના રા. રા. મોહનભાઇ તૈયાર કરેલ કાગળીઆ ઉપરથી આ લેખ તૈયાર કરવામાં આ૰ છે. જેથી કાંઇક ભૂલ થવાનો સંભવ છે.

પૃચ્છકની નામાવળીમાં, શબ્દની ગુંથણીમાં, ક્રિયાક્રમ સાચ વામાં કે ભાષામાં કાંઇ દોષ લાગે તો દરગુજર થશે એમ આશા

'સુજ્ઞેષુ કિં બહુના'

વઢવાણ કેમ્પ તા ૧૬–૬–૩૨ મગનલાલ મોતીચંદ શા

